

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામશર્મા-વિરચિત

# શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર



પોતાના પરલોકગત પિતા શાહ કેશવજી મનોરદાસના
સ્મરણાર્થે છપાવી પ્રકટ કરનાર

**શાહ હરજીવનદાસ કેશવજી**

નાગનેશ—કાઠિયાવાડ




પ્રથમાવૃત્તિ | | પ્રતિ ૧૦૦
શક ૧૮૫૧ | સંવત્ ૧૯[illegible] | સન ૧૯૨૯





આ પુસ્તક મળવાનું સ્થલ:—
વ્યવસ્થાપક, **આનંદાશ્રમ**
બીલખા—કાઠિયાવાડ




પડતર મૂલ્ય રૂ. ૦-૨-૦

# પુસ્તકોનું વિજ્ઞાપન

## પૂજ્યપાદ મહારાજ શ્રીમન્નથુરામશર્મા-પ્રણીત પુસ્તકો

શ્રીઉપનિષદો:-અદ્વૈતતત્ત્વજ્ઞાનનો ઉંચામાં ઉંચો ગ્રંથ. ત્રીજી

ચતુર્થ પ્રકરણ. રૂ. ૧-૨-૦ શ્રીસુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦ મુમુક્ષુપતિ શ્રીઅંતર્યામીના આદેશો, સટીક. બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલાટીકા. બીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૬ અપ્રાપ્ય. શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧



પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામશર્મા-વિરચિત

# શ્રીભગવદ્‌ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર

પોતાના પરલોકગત પિતા શાહ કેશવજી મનોરદાસના
સ્મરણાર્થે છપાવી પ્રકટ કરનાર

**શાહ હરજીવનદાસ કેશવજી**
નાગનેશ—કાઠિયાવાડ

મુદ્રણસ્થાનઃ વસંતમુદ્રણાલય, ઘીકાંટારોડ-અમદાવાદ
મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા

પ્રથમાવૃત્તિ    પ્રતિ ૧૧૦૦
શક ૧૮૫૧    સંવત્ ૧૯૮૬    સન ૧૯૨૯

આ પુસ્તક મળવાનું સ્થલઃ-
વ્યવસ્થાપક, **આનંદાશ્રમ**
બીલખા-કાઠિયાવાડ

પડતર મૂલ્ય રૂ. ૦-૨-૦

ૐ

# પ્રસ્તાવના

શ્રીરહસ્યદીપિકાટીકાવાળી શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની પહેલી, બીજી, ત્રીજી કે ચોથી આવૃત્તિનું પુસ્તક જેમની પાસે હોય તેમને શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-ની રહસ્યદીપિકાટીકાવાળી પાંચમી આવૃત્તિમાં જે વિસ્તૃત પ્રસ્તાવના છે તે વાંચવામાટે તે ગ્રંથની પાંચમી આવૃત્તિ વેચાતી લેવી ન પડે તે હેતુથી તેમને માટે તથા અન્ય જિજ્ઞાસુઓને માટે તે ગ્રન્થની પાંચમી આવૃત્તિની પૂરી પ્રસ્તાવના તથા તેના અંતિમભાગમાં કેટ-લાક પૂર્વપક્ષોનું નિરાકરણ કરી અને શ્રીભગવદ્‌ગીતાના મુખ્ય વિષયના સંબંધમાં કેટલુંક વિશેષ નિરૂપણ વધારી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. જિજ્ઞાસુઓ જો શાંતમન રાખી આ લેખ વાંચશે તો તેમને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મુખ્યોપદેશનું ને ગૌણોપદેશનું જ્ઞાન થવા સંભવ છે. આનંદાશ્રમ, બીલખા—સંવત્ ૧૯૮૫ આશ્વિનસુદિ ૧૦ રવિવાર



ॐ

# શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર



**શ્રીભ**ગવદ્ગીતામાં જીવનું, ઈશ્વરનું ને જગતનું જે સ્વરૂપ સમજાવ્યું છે તે સ્વરૂપ સમજવામાટે મુમુક્ષુએ પોતાના અંતઃકરણની તીવ્ર લાગણીથી પ્રયત્ન કરવો જોઇએ. એ ત્રણેના સ્વરૂપના અવિચારથી જીવને બંધ થયો છે, ને એ ત્રણેના સ્વરૂપના યથાયોગ્ય વિચારથી—એ ત્રણે વસ્તુતાએ બ્રહ્મજ છે એવો એ ત્રણેના યથાયોગ્ય વિચારવડે દૃઢ અનુભવ થવાથી—મનુષ્ય સ્વરૂપાવગતિરૂપ મુક્તિનો લાભ મેળવે છે. મનુષ્ય ત્રણ પ્રકારનાં દુઃખોથી, તે દુઃખોનાં સર્વ પ્રકારનાં નિમિત્તોથી ને તેને પ્રતીત કરાવનાર અંતઃકરણથી રહિત થઈ તે સર્વને પોતાના વાસ્તવિક બ્રહ્મસ્વરૂપમાં વિલીન કરી પરમાનંદરૂપ પોતાના સ્વરૂપમાં સમયના અવધિરહિત સ્થિતિ કરે તે સદ્યોમુક્તિ કહેવાય છે. એ સદ્યોમુક્તિ પ્રાપ્ત કરવી એજ વિવેકી મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

**શ્રીકૃષ્ણે અર્જુન**ને યુદ્ધવેલા તેમને પ્રાપ્ત થયેલા સ્વધર્મપાલનરૂપ કર્તવ્યસંબંધી જે ઉપદેશ કરેલો તેને **શ્રીવ્યાસે ગી**તામાં પદ્યરૂપે વર્ણવ્યો છે. આ ભગવદ્ગીતામાં મુખ્ય ઉપદેશ કયા વિષયનો છે તેનો

વિચાર કરતાં કેટલાક વિદ્વાનો તેમાં આત્મજ્ઞાન થયા પછી પણ આત્મજ્ઞાનીએ શાસ્ત્રોક્ત નિષ્કામકર્મ કરવું જોઇએ એવો મુખ્ય ઉપદેશ છે. ને આત્મજ્ઞાનનો તથા પરમાત્મભક્તિનો ઉપદેશ ગૌણ છે એમ કહે છે; કેટલાક વિદ્વાનો તેમાં આત્મજ્ઞાન થયા પછી પણ આત્મજ્ઞાનીએ પરમાત્માની ભક્તિ કરવી જોઇએ તેથી પરમાત્મભક્તિનો ઉપદેશ મુખ્ય છે, ને નિષ્કામકર્મનો તથા આત્મજ્ઞાનનો ઉપદેશ ગૌણ છે એમ કહે છે; અને કેટલાક વિદ્વાનો તેમાં આત્મજ્ઞાનનો ઉપદેશ મુખ્ય છે, ને નિષ્કામકર્મનો ઉપદેશ મુમુક્ષુના ચિત્તની શુદ્ધિરૂપ પ્રયોજનને લઇને કરેલો હોવાથી તથા પરમાત્મભક્તિનો ઉપદેશ ચિત્તની સ્થિરતાવિના મુમુક્ષુને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ માટે તે પ્રયોજનને લઇને કરેલો હોવાથી ગૌણ છે એમ કહે છે. **ગી**તાજી સર્વ ઉપનિષદોના સારભૂત ગ્રંથ હોવાથી તેમાં ઉપનિષદોમાં જે ઉપદેશ કરવામાં આવ્યો છે તેજ ઉપદેશ કરેલો છે એમ માનવું જોઈએ. ઉપનિષદોમાં પ્રધાનપણે આત્માના વાસ્તવિક સ્વરૂપનું અને તે આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરેલું જોવામાં આવે છે તેથી નક્કી થાય છે કે **ગી**તાજીમાં પ્રધાનપણે આત્મસ્વરૂપનું ને તેની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

સમસ્ત વેદોના અર્થના સારસંગ્રહભૂત ગીતાજીમાં **શ્રી**કૃષ્ણભગવાને યોગ્ય અંતઃકરણવાળા મનુષ્યોપર અનુગ્રહ કરવામાટે પ્રવૃત્તિલક્ષણવાળા ધર્મનો તથા નિવૃત્તિલક્ષણવાળા ધર્મનો ઉપદેશ કર્યો છે. પ્રવૃત્તિલક્ષણવાળો ધર્મ પ્રધાનપણે મનુષ્યના અભ્યુદયમાં હેતુભૂત થાય છે, અને નિવૃત્તિલક્ષણવાળો ધર્મ આત્મજ્ઞાનદ્વારા મોક્ષમાં હેતુભૂત થાય છે. પ્રવૃત્તિલક્ષણવાળો ધર્મ બે પ્રકારનો છે, સકામ અને નિષ્કામ. પ્રવૃત્તિલક્ષણવાળા સકામધર્મના પરિપાલનથી તે મનુષ્ય આ લોકનું વા

પરલોકનું ઇચ્છિત ફલ મેળવે છે, અને પ્રવૃત્તિલક્ષણવાળા નિષ્કામ-ધર્મના પરિપાલનથી તે મનુષ્ય પોતાના અંતઃકરણની શુદ્ધિ કરી શકે છે. અંતઃકરણની શુદ્ધિ થવાથી તે અંતઃકરણને ધ્યાનાદિથી એકાગ્ર કરી શકાય છે. એકાગ્ર થયેલું અંતઃકરણ વિવેકાદિ ચાર સાધનોને તથા શ્રવણાદિ ત્રણ સાધનોને સંપાદન કરી આત્માનો સાક્ષાત્કાર કરી મનુષ્યને મોક્ષ મેળવવા સમર્થ કરી શકે છે.

આ ગીતાશાસ્ત્રનો આરંભ તેના બીજા અધ્યાયના "अशोच्यान्" ઇત્યાદિ પદોવાળા અગિયારમા શ્લોકથી થાય છે, ને તેની સમાપ્તિ આ શાસ્ત્રના અઢારમા અધ્યાયના "इति ते ज्ञानमाख्यातं" ઇત્યાદિ પદોવાળા ત્રેસઠમા શ્લોકે થાય છે. એ આરંભનાં ને સમાપ્તિનાં વચનોનો વિચાર કરતાં ગીતાશાસ્ત્રનું તાત્પર્ય આત્મસ્વરૂપના ઉપદેશમાં હોય એમ જણાય છે. ગીતાજીનો પહેલો અધ્યાય ને બીજા અધ્યાયના પ્રથમના દશ શ્લોકો ઉપોદ્ઘાતરૂપ છે. બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી ત્રીશમા શ્લોકસુધીમાં ભગવાને અર્જુનને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. તે આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે અર્જુનના અંતઃકરણાદિની યોગ્યતાનો વિચાર કરીને આ અધ્યાયના એકત્રીશમા શ્લોકથી આડત્રીશમા શ્લોકસુધામાં અર્જુનને તેમના ક્ષત્રિયધર્મનું સ્મરણ કરાવી તેમનું આ પ્રસંગે શું કર્તવ્ય છે તે સમજાવ્યું છે. અર્જુનના અંતઃકરણની યોગ્યતાનો તથા તેમના ક્ષત્રિયવર્ણનો ને ગૃહસ્થાશ્રમનો વિચાર કરી ઓગણચાળીશમા શ્લોકથી એકતાળીશમા શ્લોકસુધીમાં તેમને નિષ્કામ-કર્મની શ્રેષ્ઠતા સમજાવી છે. બેંતાળીશમા શ્લોકથી ચુમાળીશમા શ્લોક-સુધીમાં સકામકર્મ ચિત્તશુદ્ધિમાં હેતુભૂત થતાં નથી, તથા કર્તાના ભવ-ભ્રમણની નિવૃત્તિ કરતાં નથી માટે તે સકામકર્મનું કનિષ્ઠપણું દર્શાવ્યું છે. પીસ્તાળીશમા શ્લોકમાં ત્રણ વેદનો કર્મકાંડરૂપ ભાગ ત્રણ ગુણ-વાળા સંસારના વિષયોની સાથે સંબંધ રાખનારો છે, મોક્ષની સાથે

સંબંધ રાખનારો નથી, માટે તમે તમારા આત્મસ્વરૂપને જાણવાસારુ તેમનું અતિક્રમણ કરી કામનારહિત તથા દ્વંદ્વાદિથી રહિત થઇ અંતઃકરણને સ્વધર્મપરાયણ રાખો એવા ભાવનો ઉપદેશ કર્યો છે. છેંતાળીશમા શ્લોકમાં વેદમાં જે અનેક કર્મોનાં અનેક ફલો વર્ણવ્યાં છે તે સર્વકર્મોનું ફલ બ્રહ્મવેત્તાને એકસાથે પ્રાપ્ત થાય છે એમ જણાવ્યું છે. સુડતાળીશમા અને અડતાળીશમા શ્લોકમાં અર્જુનના અધિકારનો વિચાર કરીને તેમના હિતમાટે નિષ્કામકર્મયોગમાં પ્રવૃત્ત થવાનો ઉપદેશ તેમને આપ્યો છે. ઓગણપચાસમા તથા પચાસમા શ્લોકમાં સકામકર્મોનું ઊતરતાપણું કહી સર્વ પ્રકારનાં દ્વંદ્વોને સમ ગણી તથા કર્મમાં કુશલપણું રાખી નિષ્કામકર્મયોગનું સેવન કરવાનો કારણ દર્શાવી ઉપદેશ કર્યો છે. એકાવનમા શ્લોકથી ત્રેપનમા શ્લોકસુધીમાં કર્મોનાં ફલોમાં વૈરાગ્યનો તથા અંતઃકરણને આત્મામાં સુસ્થિર કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. ચોપનમા શ્લોકમાં અર્જુને જેમનું અંતઃકરણ આત્મામાં સુસ્થિર થયું છે એવા પુરુષનાં લક્ષણો પૂછ્યાં છે. પંચાવનમા શ્લોકથી બોંતેરમા શ્લોકસુધી સ્થિતપ્રજ્ઞનાં એટલે જે મહાપુરુષનું અંતઃકરણ આત્મામાં સુસ્થિર થયું છે તે મહાપુરુષનાં લક્ષણો દર્શાવ્યાં છે. જે મુમુક્ષુને સ્થિતપ્રજ્ઞ થવું હોય તેણે તે લક્ષણો વિવેકવૈરાગ્યાદિવડે પ્રાપ્ત કરવાં જોઇએ. આ બીજા અધ્યાયનું નામ સાંખ્યયોગ—આત્મસ્વરૂપના જ્ઞાનનો ઉપાય ( સાધન )—રાખવામાં આવ્યું છે. આ અધ્યાયમાં આત્મજ્ઞાનનો પ્રધાનપણે ઉપદેશ છે.

આ ગીતાશાસ્ત્રના ત્રીજા અધ્યાયમાં મુમુક્ષુને પોતાના ચિત્તની શુદ્ધિ કરવામાટે ફલેચ્છાના તથા કર્તાપણાના અભિમાનના પરિત્યાગપૂર્વક શાસ્ત્રવિહિત કર્મો કરવાનો ઉપદેશ કરેલો હોવાથી આ અધ્યાય-

નું નામ કર્મયોગ–નિષ્કામકર્મયોગ–રાખવામાં આવ્યું છે. આ ત્રીજા અધ્યાયના પહેલા અને બીજા શ્લોકમાં અર્જુને કર્મયોગ શ્રેષ્ઠ કે જ્ઞાનયોગ શ્રેષ્ઠ એવી શંકા કરી પોતાને પોતાના કલ્યાણમાટે તે બેમાંથી કયો યોગ અનુષ્ઠાન કરવાયોગ્ય છે તે જણાવવા ભગવાનની પ્રાર્થના કરી છે. તેના સમાધાનમાં ભગવાને કર્મયોગની ને જ્ઞાનયોગની એમ બે પ્રકારની નિષ્ઠા કહી છે. જેમના ચિત્તની શુદ્ધિ થઇ નથી તેમણે પોતાના ચિત્તની શુદ્ધિ કરવામાટે નિષ્કામકર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ. અને જેમનું ચિત્ત શુદ્ધ થયું હોય તેમણે આત્માથી અભિન્ન બ્રહ્મમાં પોતાના અંતઃકરણને સુસ્થિર રાખવા પ્રયત્ન કરી તે સ્વરૂપે રહેવું જોઇએ. એ બન્નેનું સાથે અનુષ્ઠાન સંભવી શકતું નથી. પ્રથમ નિષ્કામકર્મનું સેવન કરવું જોઇએ, અને પછી જ્ઞાનયોગનું અનુષ્ઠાન કરવું જોઇએ. "હું કર્તા છું" એવા અભિમાનવડે ને "મને આ કર્મનું અમુક ફલ મળો" એમ ફલની આસક્તિવડે કરેલાં કર્મો જીવને બંધન કરે છે, પણ કર્તાપણાનું અભિમાન ત્યજી ઈશ્વરાર્પણબુદ્ધિએ કરેલાં શાસ્ત્રોક્ત કર્મો તેને બંધન કરતાં નથી, કિંતુ તેના અંતઃકરણની શુદ્ધિ કરી તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે યોગ્ય કરે છે. જે મનુષ્યનું ચિત્ત પવિત્ર થયું નથી તેને નિષ્કામકર્મ કરવાની આવશ્યકતા છે, પરંતુ જે મનુષ્ય આત્મામાંજ પ્રીતિવાળો છે, આત્મામાંજ તૃપ્તિ પામેલો છે, અને બહારના વિષયોની તૃષ્ણાનો પરિત્યાગ કરી આત્મામાંજ સંતોષ પામેલો છે તેને સકામ કે નિષ્કામકર્મ કરવાની કાંઇ પણ આવશ્યકતા નથી એમ ભગવાને અર્જુનને ઉપદેશ કર્યો છે. પૂર્વે રાજર્ષિ જનક આદિ પણ નિષ્કામકર્મના સેવનવડે ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ મેળવી શકયા હતા માટે અર્જુનને પણ નિષ્કામકર્મ કરી ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ મેળવવા ભગવાને આજ્ઞા કરી છે. જો અર્જુન પોતાને બ્રહ્મજ્ઞાની માનતા હોય તો તેમને તે ક્ષત્રિય હોવાથી લોકસંગ્રહ–

માટે–લોકને અધર્મથી નિવૃત્ત કરી ધર્મમાં ચલાવવામાટે–માત્ર આભાસરૂપે નિષ્કામકર્મ કરવાની અગત્ય પોતાનું ઉદાહરણ આપી તથા કારણ કહીને સમજાવી છે. પોતાનો શાસ્ત્રોક્ત ધર્મ થોડો ગુણહીન હોય તોપણ તેનું સેવન કરવાથી સેવન કરનારને તે ઉપકાર કરે છે, અને બીજાનો શાસ્ત્રોક્ત ધર્મ વિશેષ ગુણવાન્ હોય તોપણ અધિકારવિના તેનું સેવન કરવાથી કર્તાને તેનું કલ્યાણ કરવાને બદલે તે ભય આપનારો થાય છે. મનુષ્યની પાપમાં પ્રવૃત્તિ કરાવનારા કામનાં આશ્રયસ્થાનો ઇંદ્રિયો, મન અને બુદ્ધિ છે. તે પુરુષના સચ્ચિદાનંદસ્વરૂપના જ્ઞાનને ઢાંકે છે, માટે પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં રાખી કામરૂપી મોટા શત્રુનો મુમુક્ષુએ પરિત્યાગ કરવો જોઇએ. ઇંદ્રિયો, મન અને બુદ્ધિની અંતર રહેલો આત્મા તે સર્વથી ભિન્ન ને સૂક્ષ્મ છે. એ આત્માને જાણવાથી કામરૂપી બલવાન્ શત્રુનો નાશ કરી શકાય છે. આ અધ્યાયમાં પ્રધાનપણે નિષ્કામકર્મયોગનું વર્ણન છતાં "બાહ્યવિષયોની તૃષ્ણાએ આત્માના સ્વરૂપને ઢાંકેલું છે," "બાહ્યવિષયોની તૃષ્ણા આત્માના પરોક્ષજ્ઞાનનો તથા અપરોક્ષજ્ઞાનનો નાશ કરનારી છે માટે તે પાપી તૃષ્ણાનો ત્યાગ કર," અને "આત્મા ઇંદ્રિયોથી, મનથી ને બુદ્ધિથી પર છે" ઇત્યાદિ વચનોવડે આ અધ્યાયમાં આત્મજ્ઞાનનું વર્ણન પણ છે. આ અધ્યાયમાં નિષ્કામબુદ્ધિથી જે કર્મો કરવાનું કહ્યું છે તે ખેતી આદિ લૌકિક કે આહારગ્રહણાદિ સ્વાભાવિક કર્મોમાટે કહ્યું નથી, પણ ચિત્તશુદ્ધિ કરવામાં હેતુભૂત થનારાં શાસ્ત્રે પ્રતિપાદન કરેલાં વર્ણાશ્રમનાં કર્મો માટે કહ્યું છે. જેમ બીજા અધ્યાયમાં આત્મસ્વરૂપનું નિરૂપણ પ્રધાનપણે છતાં તેમાં કર્મનું નિરૂપણ પ્રસંગવશાત્ આવે છે તેમ ત્રીજા અધ્યાયમાં કર્મનું પ્રધાનપણે નિરૂપણ છતાં તેમાં પણ પ્રસંગવશાત્ આત્મસ્વરૂપનું નિરૂપણ આવે છે.

ચોથા અધ્યાયનું નામ યજ્ઞવિભાગયોગ વા બ્રહ્મયજ્ઞપ્રશંસાયોગ વા જ્ઞાનકર્મસંન્યાસયોગ છે. તેમાં આવા ભાવનો ઉપદેશ છેઃ—"ઘણા મનુષ્યો આત્મજ્ઞાનરૂપ તપવડે પવિત્ર થઈને મારા સ્વરૂપને પ્રાપ્ત થયા છે. મને—સર્વના અંતર્યામી ઈશ્વરને—કર્મોનો લેપ લાગતો નથી, અને મને કર્મફલોમાં સ્પૃહા નથી એમ જે જાણે છે તે કર્મોવડે બંધાતો નથી. પૂર્વસમયના મુમુક્ષુઓએ પણ એમ સમજીનેજ શાસ્ત્રોક્ત કર્મો કર્યાં છે માટે તમે પણ તેવીજ રીતે કર્મો કરો. કર્મનું અને અકર્મનું સ્વરૂપ સમજવું બહુ કઠિન છે માટે તે હું તમને કહું છું. અવિવેકીની સ્થૂલદૃષ્ટિએ જે કર્મજેવું જણાતું હોય તેને જે વસ્તુતાએ અકર્મ સમજે છે, અને અવિવેકીની સ્થૂલદૃષ્ટિએ જે અકર્મજેવું જણાતું હોય તેને જે વસ્તુતાએ કર્મ સમજે છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન્ ગણાય છે. જેની સર્વ પ્રવૃત્તિ કામથી (વિષયેચ્છાથી) તથા સંકલ્પથી (વિષયમાં રમણીયપણાની બુદ્ધિથી) રહિત છે તેને વિદ્વાનો જેનાં સંચિતકર્મો જ્ઞાનરૂપ અગ્નિવડે બળી ગયાં છે એવો પંડિત કહે છે. કર્મના ફલની આસક્તિનો ત્યાગ કરીને નિરંતર તૃપ્ત રહેનારો અને કર્મના ફલનો આશ્રય નહિ રાખનારો જ્ઞાની પુરુષ બીજાને કર્મ કરતો પ્રતીત થતો હોય છતાં વસ્તુતાએ તે કાંઈ કર્મ કરતો નથી. સર્વ વિષયોની આશાથી રહિત, જેણે પોતાના ચિત્તને તથા શરીરને વશ રાખ્યાં છે એવો, અને જેણે સર્વ પ્રકારની મમતાનો પરિત્યાગ કર્યો છે એવો પુરુષ માત્ર પોતાના શરીરની સ્થિતિમાં હેતુભૂત થનારાં કર્મો કરવાથી પાપનો ભાગી થતો નથી. અનાયાસે જે વિહિત ભોગ પ્રાપ્ત થાય તેમાં સંતોષી, દ્વંદ્વથી તથા મત્સરથી રહિત તથા કર્મફલની સિદ્ધિને તથા અસિદ્ધિને સમ જાણનારો પુરુષ પોતાના વર્ણાશ્રમનાં કર્મો કરતાં છતાં પણ રાગદ્વેષરૂપ બંધનને પ્રાપ્ત થતો નથી. સંગથી

રહિત, ધર્માધર્માદિરૂપ વા રાગદ્વેષાદિરૂપ બંધનથી મોકળો થયેલો, આત્મજ્ઞાનમાં ચિત્તને સ્થિર રાખનારો અને ઈશ્વરાર્પણબુદ્ધિવડે કર્મ કરનારો પુરુષ જે કર્મ કરે તેનાં સર્વ કર્મો તેને સર્વ જગત્ બ્રહ્મમય થયેલું હોવાથી બ્રહ્મમાં લીન થઇ જાય છે,–નાશ પામી જાય છે. યજ્ઞનાં સર્વ સાધનોને તથા યજ્ઞનાં ફલોને તે બ્રહ્મરૂપ જુએ છે. દેવોને ઉદ્દેશી અગ્નિમાં આહુતિઓ આપવી, યજ્ઞનાં સર્વ અંગો બ્રહ્મરૂપ છે એમ જાણવું, શ્રોત્રાદિ ઇંદ્રિયોને સારી રીતે વશ રાખી આત્મામાં સ્થિર કરવી, ગૃહસ્થોએ વિહિત વિષયોનું પ્રયોજનજેટલું સેવન કરવું, સર્વ ઇંદ્રિયોનાં કર્મોને તથા પ્રાણોનાં કર્મોને આત્મજ્ઞાનવડે પ્રદીપ્ત કરેલા આત્માવિષે અંતઃકરણની સુસ્થિરતારૂપ યોગાગ્નિમાં બાળીને ભસ્મ કરવાં, સુપાત્રને સત્કારપૂર્વક યોગ્ય વસ્તુનું દાન કરવું, શરીર, ઇંદ્રિયો તથા અંતઃકરણને નિયમમાં રાખવારૂપ તપ કરવું, પ્રાણાયામાદિનો અભ્યાસ કરી પ્રાણાદિને વશ કરવા, સ્વાધ્યાયનું અનુષ્ઠાન કરવું, શાસ્ત્રના અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરવું, પૂરકનો રેચકનો ને કુંભકનો અભ્યાસ કરવો, અને આહારને નિયમમાં રાખી પ્રાણવાયુ આદિનો જય કરવો ઇત્યાદિ અનેક પ્રકારના કર્મજન્ય યજ્ઞો વેદોમાં કહેલા છે. એ સર્વ દ્રવ્યમયયજ્ઞ કરનારા યજ્ઞને જાણનારા અને યજ્ઞવડે પોતાનાં પાપકર્મો ધોઇ નાંખનારા છે. ઉપર જણાવેલા યજ્ઞોમાંથી કોઈ પણ એક યજ્ઞ કરીને બાકી રહેલા સમયમાં પવિત્ર ભોજન કરનારો પોતાના ચિત્તની શુદ્ધિદ્વારા સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. દ્રવ્યમય યજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. આત્માનું દૃઢ જ્ઞાન થવાથી સર્વ કર્મો ફલસહિત પરિસમાપ્ત થાય છે.તે જ્ઞાન જિજ્ઞાસુને બ્રહ્મજ્ઞાનીના ઉપદેશથીજ પ્રાપ્ત થાય છે. એ બ્રહ્મજ્ઞાન તમારે બ્રહ્મવેત્તાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને, બ્રહ્મના સ્વરૂપાદિસંબંધી પ્રશ્નો પૂછીને, અને તેમની શ્રદ્ધાભક્તિથી સેવા

કરીને પ્રાપ્ત કરવું જોઇએ. બ્રહ્મજ્ઞાન થયા પછી તમે હમણાંના જેવા મોહને નહિ પ્રાપ્ત થાઓ. એ બ્રહ્મજ્ઞાનવડે તમે સર્વ ભૂતોને પૂર્ણરીતે તમારામાં ને મારામાં જોશો. તમે ગમે તેવા પાપી હશો તોપણ જ્ઞાનરૂપ વહાણવડે તમે સર્વ પાપરૂપ સાગરને તરી જશો. જ્ઞાનરૂપ અગ્નિ સર્વ સંચિતકર્મોને બાળીને ભસ્મ કરી નાંખે છે. આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર અન્ય કાંઈ નથી. નિષ્કામકર્મયોગના સેવનથી જેમનું અંતઃકરણ અતિપવિત્ર થયું છે તેમને બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાન અનાયાસે પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાવાળો, જ્ઞાનવિજ્ઞાનનાં સાધનોના સેવનમાં આદરપૂર્વક પ્રવૃત્ત રહેનારો, ને પોતાની ઇંદ્રિયોનો જેણે જય કરેલો છે એવો પુરુષ આત્મજ્ઞાન મેળવી શકે છે. આત્મજ્ઞાન થયા પછી તે તુરતજ ઉત્કૃષ્ટ શાંતિને પ્રાપ્ત થાય છે. નિષ્કામકર્મયોગરૂપ સાધનવડે જેણે કર્મોનાં ફલોનો પરિત્યાગ કર્યો છે, અને જેણે આત્માના જ્ઞાનવડે પોતાના હૃદયના સંશયોનો નાશ કર્યો છે તે આત્મજ્ઞાનીને કર્મો બંધન કરતાં નથી, માટે તમે પોતાના હૃદયમાં રહેલા સંશયને આત્મ-જ્ઞાનરૂપ તરવારવડે કાપી નાંખીને નિષ્કામકર્મરૂપ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાઓ." એવી રીતે આ અધ્યાયમાં કર્મયોગના કરતાં જ્ઞાનયોગનુંજ અધિક માહાત્મ્ય બતાવ્યું છે.

પાંચમા અધ્યાયનું નામ સંન્યાસયોગ છે. પ્રથમ અર્જુને કર્મ-યોગ શ્રેષ્ઠ છે કે કર્મનો સંન્યાસ–પરિત્યાગ–શ્રેષ્ઠ છે ? એવો **ભગવાનને** પ્રશ્ન પૂછ્યો છે. તેમના તે પ્રશ્નનું ઉત્તર દેતાં **અર્જુનના** અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરી તેમને **ભગવાને** કર્મસંન્યાસ ને નિષ્કામકર્મ-યોગ એ બંને મોક્ષ આપનારા છે, પણ તમારા જેવાને–પોતાના ચિત્તની શુદ્ધિ કરવાની આવશ્યકતાવાળાને–કર્મસંન્યાસના કરતાં નિષ્કામકર્મયોગ વધારે ઉપકારક **છે** એવા ભાવનાં વચનો કહ્યાં છે.

સંધ્યાવંદનાદિથી માંડીને અસંપ્રજ્ઞાતયોગસુધીનાં સર્વ કર્મો ચિત્તની શુદ્ધિમાટે તથા ચિત્તની એકાગ્રતામાટે છે, અર્થાત્ એ સર્વ કર્મો ચિત્તશુદ્ધિદ્વારા ને ચિત્તની એકાગ્રતાદ્વારા આત્મજ્ઞાનમાં ઉપયોગી થાય છે. " ऋते ज्ञानान्न मुक्तिः " ( આત્માના જ્ઞાનવિના મુક્તિનો લાભ થતો નથી. ) " तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय " ( તે આત્માથી અભિન્ન બ્રહ્મનેજ જાણીને મનુષ્ય મૃત્યુરહિત મોક્ષને પામે છે, મોક્ષને માટે બ્રહ્મજ્ઞાનવિના બીજું કોઈ સાક્ષાત્ સાધન નથી, ) અને " यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥ " ( જ્યારે મનુષ્યો ચામડાની પેઠે આકાશને વીંટી શકશે ત્યારે તેઓ સ્વયંપ્રકાશ બ્રહ્મને જાણ્યા વિના દુઃખની નિવૃત્તિરૂપ મોક્ષને પ્રાપ્ત થશે, અર્થાત્ એમ થવું અશક્ય છે,) ઇત્યાદિ શ્રુતિઓ તથા " ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः " ( પાપકર્મના સંસ્કારોની નિવૃત્તિ થવાથી મનુષ્યના અંતઃકરણમાં આત્મજ્ઞાનનો આવિર્ભાવ થાય છે, ) ઇત્યાદિ સ્મૃતિવચનો આત્મજ્ઞાન મોક્ષનું સાક્ષાત્ સાધન છે એમ સ્પષ્ટરીતે જણાવે છે. જો શાસ્ત્રોક્ત કર્મો નિષ્કામબુદ્ધિથી કરવામાં આવે તો તેથી મનુષ્યનું અંતઃકરણ શુદ્ધ થાય છે એમ " यज्ञदानतपःकर्म × × पावनानि मनीषिणाम् " ( યજ્ઞ, દાન ને તપરૂપ કર્મ બુદ્ધિમાન્ મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ કરનારાં છે, ) ને " योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये " (યોગીઓ આસક્તિનો ત્યાગ કરીને પોતાના અંતઃકરણની શુદ્ધિમાટે કર્મ કરે છે,) ઇત્યાદિ ભગવદ્ગીતાનાં વચનો કહે છે. અર્જુનના અંતઃકરણને વિશેષ પવિત્ર કરવાના અભિપ્રાયથીજ તેમને માટે કર્મસંન્યાસના કરતાં નિષ્કામકર્મયોગ વધારે શ્રેષ્ઠ કહ્યો છે. અર્જુનના જેવા અન્ય અધિકારીઓને માટે પણ એ વચનો યોગ્ય છે. એવા અધિકારીઓને નિષ્કામકર્મયોગનું

સેવન હિતકર હોવાથી તેમને નિષ્કામકર્મયોગમાં રુચિ ઉપજાવવામાટે “कर्मयोगो विशिष्यते” (અશુદ્ધ અંતઃકરણવાળાને કર્મના ત્યાગના કરતાં નિષ્કામકર્મયોગ વધારે શ્રેષ્ઠ છે,) એ વચનોવડે નિષ્કામકર્મયોગની સ્તુતિ કરી છે. કર્મસંન્યાસની યોગ્યતાવાળાને એટલે જેમણે નિષ્કામ-કર્મયોગવડે પોતાના અંતઃકરણને પવિત્ર કર્યું છે તેવાને કર્મસંન્યાસના કરતાં નિષ્કામકર્મયોગ શ્રેષ્ઠ છે એવું સમજાવવામાટે તે વચનો કહ્યાં નથી. આ અધ્યાયના ત્રીજા, ચોથા ને પાંચમા શ્લોકમાં જે કહ્યું છે તેથી પણ એજ વાત સિદ્ધ થાય છે. ત્યાં આ પ્રમાણે કહ્યું છેઃ—“ હે મહાબાહો! જે કોઇનો દ્વેષ કરતો નથી, ને જે કોઈ પ્રાણિપદાર્થની ઇચ્છા કરતો નથી તેને નિત્યસંન્યાસી જાણવો, કેમકે સુખદુઃખાદિ દ્વંદ્વથી રહિત મનુષ્ય અનાયાસે બંધથી મોકળો થાય છે.૩ સાંખ્ય (જ્ઞાનયોગ) ને યોગ (નિષ્કામકર્મયોગ) એ બે ભિન્ન છે એમ અ-વિવેકી મનુષ્યો કહે છે, પણ વિવેકી મનુષ્યો એમ કહેતા નથી, કેમકે તે બેમાંથી જો એકનું પણ સારી રીતે સેવન કરવામાં આવે તો તે બન્નેનું ફલ મળે છે.૪ આત્મજ્ઞાનીઓવડે જે સ્થાનની પ્રાપ્તિ કરાય છે તેજ સ્થાનની પ્રાપ્તિ નિષ્કામકર્મયોગીઓવડે પણ કરાય છે તેથી જ્ઞાન-યોગને અને નિષ્કામકર્મયોગને જે એક જાણે છે તેજ યથાર્થ જાણે છે. ૫ ” કોઇને નિષ્કામકર્મયોગ અનુકૂલ આવે છે, ને કોઇને જ્ઞાનયોગ અનુકૂલ આવે છે, તેથી નિષ્કામકર્મયોગ અને જ્ઞાનયોગ બંને મોક્ષપ્રાપ્તિમાં ઉપકારક ગણાય છે. જ્ઞાનયોગનું ને કર્મયોગનું અનુષ્ઠાન સાથે સંભવી શકતું નથી તેથી પ્રથમ સકામ-કર્મયોગ, પછી નિષ્કામકર્મયોગ અને અંતે જ્ઞાનયોગ એવો તેનો ક્રમ સંભવી શકે છે. સકામકર્મયોગના સેવનથી આ લોકમાં અભ્યુદય થવારૂપ અથવા પરલોકનાં સુખોનો લાભ થવારૂપ ફલ મળી શકે છે,

[illegible]ામકર્મયોગના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિદ્વારા આત્માથી અભિન્ન

બ્રહ્મનું જ્ઞાન થવાથી મોક્ષલાભ થાય છે, અને જ્ઞાનયોગદ્વારા સાક્ષાત્ મોક્ષલાભ થાય છે.

"જે નિષ્કામકર્મયોગસંપન્ન, વિશુદ્ધ અંતઃકરણવાળો, શરીર તથા ઇંદ્રિયોને વશ રાખનારો અને જેનો આત્મા સર્વભૂતોના આત્મરૂપ થયેલ છે તે જો કર્મો કરતો હોય તોપણ તેનાં તે કર્મો કર્માભાસરૂપ હોવાથી તે કર્મોથી તે લેપાતો નથી. શરીર તથા ઇંદ્રિયો પોતપોતાના સ્વભાવપ્રમાણે પોતપોતાનાં ભિન્ન ભિન્ન કર્મો કરતાં હોય તોપણ આત્મજ્ઞાનીએ હું એટલે આત્મા કાંઇ પણ કરતો નથી એમ જાણવું. બ્રહ્મને અર્પણ કરીને તથા ફલની આસક્તિ ત્યજીને જે કર્મો કરે છે તેને પાપ લાગતું નથી. નિષ્કામકર્મયોગી માત્ર શરીર, મન, બુદ્ધિ અને ઇંદ્રિયોવડે ફલની આસક્તિનો પરિત્યાગ કરીને પોતાના અંતઃકરણની પવિત્રતા કરવામાટે કર્મો કરે છે. નિષ્કામકર્મયોગી કર્મના ફલનો પરિત્યાગ કરીને જ્ઞાનનિષ્ઠાવાળી શાંતિને પામે છે, અર્થાત્ અંતઃકરણની શુદ્ધિ, આત્મજ્ઞાનની પ્રાપ્તિ, સર્વકર્મનો વા સર્વકર્મના અભિમાનનો ને તેનાં ફલોનો પરિત્યાગ અને આત્મજ્ઞાનમાં નિષ્ઠા એને પ્રાપ્ત થાય છે, પણ જે નિષ્કામકર્મયોગ કરનારો નથી તે કામનાવડે પ્રેરાઇને કર્મના ફલમાં આસક્ત થઇને અત્યન્ત બંધાય છે. જિતેંદ્રિય મનુષ્ય નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ એ કર્મોનો વા પ્રથમનાં બે કર્મોના અભિમાનનો ને ત્રીજા ને ચોથા કર્મનો વિવેકબુદ્ધિવડે પરિત્યાગ કરીને નવદ્વારવાળા શરીરરૂપ પુરમાં કાંઇ નહિ કરતો છતો તથા કોઇની પાસે કાંઈ નહિ કરાવતો છતો રહે છે. સર્વના અંતર્યામિરૂપે રહેલો આત્મા 'તમે આ કર્મ કરો' એમ જણાવીને લોકોનું કર્તાપણું ઉત્પન્ન કરતો નથી, તથા તેમનાં ઘટગૃહાદિ કર્મોને પણ ઉત્પન્ન કરતો નથી, અને તે ઘટગૃહાદિ કર્મના ફલના સંયોગને પણ ઉત્પન્ન કરતો નથી, પણ 'હું આ કર્મ કરું છું, મારું આ કર્મ છે, ને મને આ કર્મનું ફલ મળવું

જોઇએ' એવી રીતનો તેનો અવિદ્યાનામનો અચિંત્યસ્વભાવજ પ્રવૃત્ત થાય છે. તે આત્મા કોઇનું પાપ કે પુણ્ય ગ્રહણ કરતો નથી, પણ આત્માના અજ્ઞાને આત્માના વિજ્ઞાનને ઢાંકેલું હોવાથી મનુષ્ય 'હું કર્તા છું, હું કર્મ કરાવનાર છું' ઇત્યાદિ રીતના અવિવેકને વશ થાય છે, કિંતુ આત્મજ્ઞાનવડે જેનું અજ્ઞાન નાશ પામે છે તેનું તે આત્મજ્ઞાન તે પરમાત્માને સૂર્યપ્રમાણે પ્રકાશિત કરે છે. જેની બુદ્ધિ આત્મામાં રહેલી છે, જે આત્મરૂપે સ્થિર થયા છે, જેની આત્મામાંજ અભેદભાવે નિષ્ઠા છે, અને જે આત્મપરાયણ થયા છે, તે જ્ઞાનવડે નિષ્પાપ થઇને મોક્ષને પ્રાપ્ત થાય છે. શાસ્ત્રજ્ઞાન ને વિનયથી યુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં ને ચાંડાલમાં બ્રહ્મવેત્તાઓ બ્રહ્મના દર્શનવાળા હોય છે. સર્વ પ્રાણિપદાર્થોમાં એક બ્રહ્મજ રહેલું છે એમ પોતાના અનુભવવડે જે જાણે છે તેણે તે જન્મમાંજ આ સંસારનો પરાજય કર્યો છે. બ્રહ્મ નિર્દોષ ને સમ છે તેથી જેનું મન સમપણામાં સ્થિત છે તે બ્રહ્મમાંજ સ્થિત છે. પ્રિય પદાર્થની પ્રાપ્તિ થવાથી હર્ષને વશ ન થવું, અને અપ્રિય પદાર્થની પ્રાપ્તિ થયે ઉદ્વેગને વશ ન થવું, પણ સ્થિરબુદ્ધિવાળા ને મોહથી રહિત થવું. આવી રીતના બ્રહ્મવેત્તા બ્રહ્મમાંજ સ્થિત છે. જેનું મન બહારના શબ્દાદિ વિષયોમાં આસક્ત થયેલું હોતું નથી તેને અંતરાત્મામાં રહેલા સુખની પ્રાપ્તિ થાય છે, અને જેનું મન બ્રહ્મમાં એકાગ્ર થયું હોય છે તે અવિનાશી સુખનો અનુભવ કરે છે. ઇંદ્રિયોના ને વિષયોના સંયોગથી ઉત્પન્ન થનારું ક્ષણિક વિષયસુખ દુઃખોને ઉપજાવનારું છે, ને ઉત્પત્તિવિનાશવાળું છે તેથી આત્મવેત્તા પુરુષ તેમાં રમણ કરતા નથી. જે મનુષ્ય પોતાના વર્તમાનશરીરમાં તે શરીરનો પાત થતાંસુધી સદા કામક્રોધથી ઉપજતા વેગને સહન કરી શકે છે તે મનુષ્ય યોગી તથા સુખી છે. જેને અંતરાત્મામાં

સુખ જણાય છે, બાહ્યવિષયોમાં સુખ જણાતું નથી, જેની અંતરાત્મામાં ક્રીડા છે, સ્ત્રીમિત્રાદિમાં ક્રીડા નથી, અને જેને આત્માજ પ્રકાશ (જ્ઞાન) છે, ઇંદ્રિયોવડે વિષયોનો પ્રકાશ એ જ્ઞાન નથી તે યોગી જીવતાંજ બ્રહ્મ થઇને મોક્ષ પામે છે. જેના પાપકર્મના સંસ્કારો નાશ પામ્યા છે, જેના સર્વ સંશયો નિવૃત્ત થયા છે, જેણે પોતાની સર્વ ઇંદ્રિયોને વશ રાખી છે, અને સર્વ પ્રાણીઓના હિતમાં જે પ્રીતિવાળો છે તે આત્મવેત્તા મોક્ષને પ્રાપ્ત થાય છે. જેઓ કામક્રોધથી રહિત છે, જેમણે પોતાના અંતઃકરણને નિયમમાં રાખ્યું છે, અને જેમણે આત્માનું અપરોક્ષજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમને પરમાનંદરૂપ બ્રહ્મ સર્વદા (જીવતાં ને મરણપછી પણ) પ્રાપ્ત થાય છે." આવા ભાવનાં જે વચનો આ અધ્યાયમાં આવે છે તે ઉપરથી આ અધ્યાયમાં આત્મજ્ઞાનનું પ્રધાનપણે ને નિષ્કામકર્મનું ગૌણપણે નિરૂપણ છે એમ જણાય છે.

જેમ નિષ્કામકર્મ આત્મજ્ઞાનનું સાધન છે તેમ આત્મધ્યાન પણ આત્મજ્ઞાનનું સાધન છે. નિષ્કામકર્મો ન્યૂનાધિક અંશે કર્તાના અંતઃકરણમાં વિક્ષેપ ઉપજાવનારાં છે, પણ આત્મધ્યાન કર્તાના અંતઃકરણમાં વિક્ષેપ ઉપજાવનારું નથી તેથી નિષ્કામકર્મોના કરતાં આત્મધ્યાન એ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં વધારે ઉપકારક મનાય છે. છઠ્ઠા અધ્યાયમાં તે આત્મધ્યાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ છઠ્ઠા અધ્યાયને આત્મસંયમયોગ અથવા ધ્યાનયોગ કહેવામાં આવે છે. કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરીને—કર્તવ્ય સમજીને—કર્મો કરવાં તે ધ્યાનયોગનું બહિરંગ—દૂરનું—પરંપરાવડે—સાધન હોવાથી તે નિષ્કામકર્મયોગ સંન્યાસ છે એમ નિષ્કામકર્મયોગની પ્રશંસા કરી છે. નિષ્કામકર્મયોગ ધ્યાનયોગનું સાધન છે એમ "હે કૌંતેય! આત્માને જાણવામાટે આત્મ-

ધ્યાનમાં સ્થિતિ કરવાની ઇચ્છાવાળા મનુષ્યને નિષ્કામકર્મયોગ એ ધ્યાનયોગનું સાધન છે" એ વચનથી આ અધ્યાયમાં કહ્યું છે, અને "ધ્યાનયોગમાં આરૂઢ થયેલા પુરુષને વિક્ષેપ કરનારાં કર્મોના ત્યાગરૂપ શાંતિ એ આત્મનિષ્ઠાનું સાધન છે" એમ પણ કહ્યું છે. વળી "પુરુષ જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી, તથા આ લોકનાં ને પરલોકનાં ફલોની તૃષ્ણાનો પરિત્યાગ કરે છે ત્યારે તે ધ્યાનયોગમાં આરૂઢ થયેલો કહેવાય છે. મનુષ્યે પોતાના જીવાત્માનો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરવો, પણ તેની અધોગતિ ન થવા દેવી. વિવેકવાળું મનજ જીવાત્માનો બંધુ છે, અને અવિવેકવાળું મનજ જીવાત્માનો શત્રુ છે. પરમાત્મા ઇંદ્રિયાદિ- ને વશ રાખનારા ને શાંતમનવાળા યોગીના આત્મરૂપે રહે છે. તે યોગી ટાઢતડકામાં, સુખદુઃખમાં ને માનાપમાનમાં ક્ષોભ પામતો નથી. શાસ્ત્રીય જ્ઞાનવડે ને શાસ્ત્રીય વિજ્ઞાનવડે જેનું અંતઃકરણ તૃપ્ત થયું છે, અને જે વિકારરહિત ને શાંતમનવાળો છે તે યોગી કહેવાય છે. તે માટીનું ઢેફું, પથ્થર ને સોનું એને સમભાવે જુએ છે. જે પુરુષ સુહૃદ્માં, મિત્રમાં, ઉદાસીનમાં, મધ્યસ્થમાં, બંધુમાં, પુણ્યવાન્માં ને પાપીમાં સમબુદ્ધિ રાખે છે તે પુરુષ યોગારૂઢમાં ઉત્તમ ગણાય છે." એમ જણાવીને પછી યોગાભ્યાસની રીતનો ઉપદેશ કર્યો છે. પછી "તે શાંત અંતઃકરણવાળા યોગીને બ્રહ્મરૂપ ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિ થાય છે. ઉપર કહેલી રીતે નિરંતર પોતાના ચિત્તના નિરોધનો અભ્યાસ કરનારો યોગી પાપસંસ્કારથી રહિત થઇને બ્રહ્મના સંબંધવાળા નિરવધિ આનંદનો અનાયાસે અનુભવ કરે છે. સર્વ સ્થલે બ્રહ્મનું દર્શન કરનારો યોગી પોતાને સર્વ પ્રાણિપદાર્થમાં જુએ છે, અને સર્વ પ્રાણિપદાર્થને પોતાનામાં જુએ છે. જે યોગી મને સર્વમાં જુએ છે, અને મારામાં

સર્વને જુએ છે તે મને પરોક્ષ થતો નથી, ને હું તેને પરોક્ષ થતો નથી. મારી સાથે એકપણાને પામેલો જે યોગી સર્વ પ્રાણીઓમાં રહેલા મને ભજે છે તે યોગી પોતાના પ્રારબ્ધકર્માનુસાર શાસ્ત્રોક્ત કર્મ કરતો છતો વા શાસ્ત્રોક્ત કર્મનો પરિત્યાગ કરતો છતો પણ મારામાંજ રહે છે. જે યોગી પોતાનું ઉદાહરણ લઇને બીજાને સુખ થાય એમ વર્તે છે, પણ બીજાને દુઃખ થાય એમ વર્તતો નથી, તે યોગીને હું શ્રેષ્ઠ માનું છું," એવા ભાવનો ઉપદેશ કર્યો છે. પછી અર્જુને મનના ચંચલપણાનો વિચાર કરી એ યોગ સિદ્ધ થવો અશક્ય છે એવી શંકા કરી ત્યારે ભગવાને મનનું અતિચંચલપણું સ્વીકારી તેનો અભ્યાસથી ને વૈરાગ્યથી નિગ્રહ કરી શકાય છે એમ સમાધાન આપ્યું, ને જેણે પોતાની ઇંદ્રિયોને વશ કરી નથી તેવા પુરુષને યોગની પ્રાપ્તિ દુર્લભ છે, પણ જેણે પોતાની ઇંદ્રિયોને વશ કરી હોય તે પ્રયત્નથી યોગને સિદ્ધ કરી શકે છે એમ પણ સમજાવ્યું. પછી "યોગભ્રષ્ટની શી ગતિ થાય છે?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે:—"પુણ્યવાન્ પુરુષોને પ્રાપ્ત થનારા સ્વર્ગાદિને પામીને તથા ત્યાં ઘણો સમય રહીને પછી ઉત્તમ ને સદાચરણી મનુષ્યોના કુલમાં તે જન્મ ધારણ કરે છે, અથવા બુદ્ધિમાન્ યોગીઓના કુલમાં જન્મે છે, અને તે જન્મમાં પુનઃ યોગાભ્યાસ કરીને આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરે છે." "વળી શુભાચરણ કરનારો કોઇ પણ મનુષ્ય નઠારી ગતિને પામતો નથી. માત્ર ધ્યાનયોગને જાણવાની ઇચ્છા કરનારો પણ વેદના વિધિનિષેધનું ઉલ્લંઘન કરવા સમર્થ થાય છે. ધ્યાનયોગનો પ્રયત્નપૂર્વક અભ્યાસ કરનારો પુરુષ પાપસંસ્કારોથી રહિત થઇ અનેક જન્મે પૂર્ણ સિદ્ધ થઇને મોક્ષને પામે છે. આત્મ-ધ્યાનરૂપ યોગનો અભ્યાસ કરનારો પુરુષ તપસ્વીઓથી, શાસ્ત્ર જાણનારા

પરોક્ષજ્ઞાનીઓથી અને સકામ કિંવા નિષ્કામકર્મ કરનારાઓથી શ્રેષ્ઠ છે, માટે હે અર્જુન! તમે યોગી થાઓ" એવા ભાવનો ઉપદેશ કરી ધ્યાનયોગની સમાપ્તિ કરી છેલ્લા શ્લોકમાં "સર્વ યોગીઓના કરતાં જે શ્રદ્ધાવાન્ યોગી મારામાં પોતાનું અંતઃકરણ રાખીને મારું ભજન કરે છે તે યોગી અતિશ્રેષ્ઠ છે" એ પ્રમાણે કહ્યું છે. એવી રીતે આ છઠ્ઠા અધ્યાયમાં પણ યોગની સાથે જ્ઞાનનું નિરૂપણ છે.

સાતમા અધ્યાયનું નામ જ્ઞાનયોગ અથવા જ્ઞાનવિજ્ઞાનયોગ છે, કારણકે તેમાં શાસ્ત્રજ્ઞાનનું ને આત્માથી અભિન્ન બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનું નિરૂપણ છે. "હે અર્જુન ! તમે તમારું મન મારા સ્વરૂપમાં પ્રીતિવાળું કરીને તથા મારો આશ્રય ગ્રહણ કરીને યોગાભ્યાસ કરવાથી મને સંશયરહિત પૂર્ણપણે કેવા સ્વરૂપવાળો જાણશો તે હું તમને કહું છું તે સાંભળો. હું તમને સ્વાનુભવસહિત આત્માનું જ્ઞાન કહું છું, તે જાણવાથી તમને પુનઃ જાણવાયોગ્ય કાંઇ બાકી રહેશે નહિ. હે અર્જુન ! પુણ્યસંસ્કારોની ન્યૂનતાથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની રુચિ ઘણા મનુષ્યોના મનમાં ઉત્પન્ન થતી નથી. હજારો મનુષ્યોમાંથી કોઇ એક મનુષ્ય આત્મજ્ઞાનરૂપ સિદ્ધિની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરે છે, અને એવો પ્રયત્ન કરનારા જ્ઞાનાભ્યાસીઓમાંથી કોઈ એકજ મને યથાર્થરીતે જાણે છે. મારી પરા અને અપરા એવી બે પ્રકારની પ્રકૃતિ છે, તેમાં જીવરૂપ મારી પરાપ્રકૃતિ છે, તેણે આ સવ જગત્ ધારણ કર્યું છે. પૃથ્વી આદિ પાંચ સૂક્ષ્મભૂતો, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિ એ આઠ મારી અપરાપ્રકૃતિ છે. આ સર્વ પ્રાણીઓ એ બે પ્રકારની પ્રકૃતિમાંથી ઉપજ્યાં છે. આ જગતની ઉત્પત્તિ મારામાંથી થાય છે, ને તેનો નાશ પણ મારામાં થાય છે. મારાથી ભિન્ન અહીં કાંઈ પણ નથી. માલામાં જેમ પારાઓ રહેલા છે તેમ

આ સર્વ પ્રાણિપદાર્થો મારામાં રહેલા છે. જલમાં હું રસરૂપે રહ્યો છું, અને સૂર્યચંદ્રમાં હું પ્રકાશરૂપે રહ્યો છું. એવી રીતે બીજા પ્રાણિ-પદાર્થોમાં પણ હું ઉત્કૃષ્ટરૂપે રહ્યો છું. રાગ, દ્વેષ ને મોહ આ વિકારોવડે મૂઢ થયેલા મનુષ્યો હું સર્વથી પર ને અવ્યક્ત છું એમ જાણતા નથી. આ મારી ત્રિગુણાત્મિકા માયા અતિદુઃખે કરીને ઉલ્લંઘન કરી શકાય એવી છે. જે પોતાના આત્મરૂપ મનેજ પ્રાપ્ત થાય છે તેજ તેનું ઉલ્લંઘન કરી જાય છે. પાપી, મૂઢ ને અધમ મનુષ્યો મને પ્રાપ્ત થઇ શકતા નથી. તેમનું જ્ઞાન માયાએ હરણ કરેલું હોવાથી તેઓ આસુરભાવનો આશ્રય કરીને રહેલા હોય છે. ચાર પ્રકારના પુણ્યવાળા મનુષ્યો મને ભજે છે, દુઃખી, પ્રયોજનાર્થી, (ફલાર્થી,) જિજ્ઞાસુ ને જ્ઞાની. તેમાં જ્ઞાની શ્રેષ્ઠ છે, કેમકે તે નિત્ય મનોનિગ્રહવાળો ને મારીજ ભક્તિ કરનારો હોય છે. હું તે જ્ઞાનીનો આત્મા હોવાથી હું તેને અતિપ્રિય છું, અને તે જ્ઞાની મારો આત્મા હોવાથી તે મને અતિપ્રિય છે. તે ચારે ભક્તો અન્ય મનુષ્યોથી શ્રેષ્ઠ હોવા છતાં પણ તેમાં જ્ઞાની તો મારો આત્માજ છે એમ મારું માનવું છે. અનેક જન્મમાં નિષ્કામકર્મયોગ ને ધ્યાનયોગ ઇત્યાદિ સાધનોના સેવનથી ચિત્તની શુદ્ધિ થયા પછી 'આ સર્વ વસ્તુતાએ વાસુદેવ–બ્રહ્મ–છે' આવા જ્ઞાનવાળો થયેલો મનુષ્ય મને પ્રાપ્ત થાય છે. આવા મહાત્મા અતિદુર્લભ છે" ઇત્યાદિ કહીને બીજા દેવોની ઉપાસના કરનારાને શું ફલ થાય છે તે જણાવ્યું છે. અંતે જરામરણથી મોકળા થવામાટે જે પુરુષ મારો આશ્રય કરીને પ્રયત્ન કરે છે તે મને જાણે છે એમ સમાપ્તિ કરી છે. એવી રીતે આ અધ્યાયમાં પ્રધાનપણે આત્મજ્ઞાનનું નિરૂપણ છે.

આઠમા અધ્યાયનું નામ મહાપુરુષયોગ વા અક્ષરબ્રહ્મયોગ છે. તેમાં બ્રહ્મને જાણવાનાં સાધનોનો ઉપદેશ કરેલો છે. પ્રથમ અર્જુને

બ્રહ્મ ને અધ્યાત્મ આદિનું સ્વરૂપ જણાવવા ભગવાનને પ્રાર્થના કરી તેથી ભગવાને તેમને તે સર્વનું સ્વરૂપ સમજાવી પછી “અંતકાલે જે મારું સ્મરણ કરતો કરતો પોતાના શરીરનો ત્યાગ કરે છે તે મને પ્રાપ્ત થાય છે, એટલુંજ નહિ, પણ મનુષ્ય જે જે દેવાદિનું સ્મરણ કરતો છતો મરણ પામે છે તે તે દેવાદિને તે પ્રાપ્ત થાય છે માટે હે **અર્જુન** ! તમે નિરંતર મારુંજ સ્મરણ કરો, અને તમારા સ્વધર્મ-રૂપ આ પ્રાપ્તયુદ્ધ કરો. જો તમે મારા સ્વરૂપમાં તમારા મનને તથા બુદ્ધિ આદિને અર્પણ કર્યાં હશે, ને આ ધર્મયુદ્ધમાં તમારું મરણ થશે તો તમે મને પામશો. ધ્યાનાભ્યાસરૂપ યોગવડે યુક્ત અને બીજા વિષયોમાં નહિ જનારા ચિત્તવડે મારું ચિંતન કરનારો પુરુષ દિવ્ય ને પરમપુરુષરૂપ મને પામે છે. મરણવેલા પરમાત્મભક્તિ-વડે યુક્ત થયેલો પુરુષ અવિચલ મનવડે ને યોગબલવડે પ્રાણોને પોતાના ભ્રૂમધ્યમાં રોકીને તે દિવ્ય પુરુષને પામે છે. વેદને જાણનારા જેને અવિનાશી કહે છે, વિષયતૃષ્ણારહિત સંન્યાસી જે સ્વરૂપમાં પ્રવેશ કરે છે, અને જેની પ્રાપ્તિમાટે નૈષ્ઠિક બ્રહ્મચારી બ્રહ્મ-ચર્ય પાળે છે તે પરમસ્વરૂપ હું તમને સંક્ષેપથી કહું છું. પોતાની સર્વ ઇંદ્રિયોના બાહ્યવેગોને રોકીને, પોતાના મનને પોતાના હૃદયમાં સ્થિર કરીને, અને પોતાના પ્રાણોને બ્રહ્મરંધ્રમાં રાખીને યોગરૂપ ધારણામાં પ્રવૃત્ત થયેલો જે પુરુષ ૐ આ એકાક્ષરરૂપ બ્રહ્મનામનો ઉચ્ચાર કરતો મારું ચિંતન કરે છે, ને પોતાના શરીરનો પરિત્યાગ કરીને જાય છે તે પરમગતિને પામે છે. હે **ભારત** ! જે પુરુષ નિત્ય નિરંતર એકાગ્ર-મનવડે મારું સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગી પુરુષને મારી પ્રાપ્તિ સુખપૂર્વક થાય છે. મારી પ્રાપ્તિ થયા પછી તે પુરુષને દુઃખથી ભરેલા પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી, કેમકે તે મહાત્મા પરમસિદ્ધિને

(બ્રહ્મસ્વરૂપને) પામેલા હોય છે. જ્યાંસુધી મનુષ્યને બ્રહ્માનુભવ થતો નથી ત્યાંસુધી તેને વારંવાર જન્મ થાય છે. જે ઉત્પત્તિવિનાશવાળા પદાર્થોથી અત્યંત ભિન્ન, અવ્યક્ત, સનાતન, અન્ય સર્વ પદાર્થ વિનાશ પામતાં છતાં પણ વિનાશ નહિ પામનાર, નામરૂપથી અપ્રકટ ને અક્ષર છે તેનેજ પરમગતિ કહેવામાં આવે છે. તે પરમગતિ પામેલા મહાપુરુષનો પુનઃ આ સંસારમાં જન્મ થતો નથી. એજ મારું પરમપદ–સત્યસ્વરૂપ–છે. હે કૌંતેય! જે સ્વરૂપમાં આ સર્વ ભૂતો રહ્યાં છે, અને જેણે પોતાના સ્વરૂપથી આ સર્વ વ્યાપ્ત કર્યું છે તે પરમપુરુષ તેમની અનન્યભક્તિવડેજ પ્રાપ્ત થવાયોગ્ય છે. દક્ષિણાયનમાર્ગે સ્વર્ગમાં ગયેલો પુરુષ પોતાના તે પુણ્યકર્મનું ફલ ભોગવીને પુનઃ આ મર્ત્યલોકમાં આવે છે, ને ઉત્તરાયણમાર્ગે બ્રહ્મલોકમાં ગયેલો પુરુષ ત્યાં આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરી બ્રહ્માની સાથે વિદેહકૈવલ્યને પામે છે. આ બંને માર્ગને જાણનારો યોગી કદીપણ મોહને વશ થતો નથી, માટે તમારે સર્વદા એકાગ્રચિત્તવાળા થવું. વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાન, દાન ને તપ આદિ શુભકર્મોનું જે ઉત્તમ ફલ શાસ્ત્રોમાં કહ્યું છે તે સર્વનું ઉલ્લંઘન કરીને યોગી શ્રેષ્ઠ આદ્યસ્થાનને પ્રાપ્ત થાય છે.” એવી રીતે આ અધ્યાયમાં આત્મજ્ઞાનપૂર્વક એકાગ્રચિત્તવડે આત્માનું ધ્યાન કરવું એ આત્મસાક્ષાત્કારનું સાધન છે એમ જણાવ્યું છે.

રાજવિદ્યારાજગુહ્યયોગ એ નામના નવમા અધ્યાયના આરંભમાં “આ હું તમને વિજ્ઞાનસહિત જ્ઞાન કહું છું. તે અત્યંત ગુહ્ય છે. એ જ્ઞાન થવાથી તમે આ સંસારમાંથી મુક્ત થશો. આ શ્રેષ્ઠ વિદ્યા છે, ને આ અન્ય સર્વ ગુહ્યોમાં વધારે ગુહ્ય છે. આ જ્ઞાન ઉત્તમ ને પવિત્ર છે. તે સાક્ષાત્ અનુભવી શકાય એવું, ધર્મને અનુસરતું, અના-

યાસે પ્રાપ્ત કરી શકાય એવું ને નાશ નહિ પામનારું છે. આ ધર્મઉપર શ્રદ્ધા નહિ રાખનાર મનુષ્ય મને પ્રાપ્ત થતો નથી, પણ મૃત્યુવાળા સંસારમાર્ગમાં પાછો આવે છે." એવી બ્રહ્મજ્ઞાનની સ્તુતિ કરીને પછી ભગવાને તે ગુહ્યજ્ઞાન આવી રીતે કહ્યું છે:–" અવ્યક્તસ્વ-રૂપવાળા મેં આ સર્વ જગત્ વ્યાપ્ત કર્યું છે. સર્વ ભૂતો મારામાં સ્થિત છે, પણ હું વ્યાપક હોવાથી માત્ર તેમનામાંજ રહ્યો નથી. હું અસંગસ્વભાવવાળો હોવાથી વસ્તુતાએ ભૂતો પણ મારામાં સંબંધ પામીને રહ્યાં નથી. મારું અઘટિતઘટનારૂપ ચાતુર્ય જુઓ. હું ભૂતોને ધારણ કરનારો છતાં પણ ભૂતોમાં સ્થિત નથી. જેવી રીતે સર્વત્ર ગતિ કરનારો મહાન્ વાયુ આકાશમાં સ્થિત છે તેવી રીતે સર્વ ભૂતો મારામાં રહેલાં છે એમ તમે સમજો. હે ભારત ! પ્રલયકાલ આવતાં સર્વ ભૂતો મારી પ્રકૃતિને પ્રાપ્ત થાય છે, અને સર્ગના આરંભમાં હું તેમને તેમનાં કર્મોપ્રમાણે ઉત્પન્ન કરું છું. મારી માયાનો આશ્રય કરીને હું પ્રકૃતિને લીધે પરતંત્ર થયેલાં એ સર્વ ભૂતોને પુનઃ પુનઃ ઉત્પન્ન કરું છું, પણ ઉદાસીનની પેઠે રહેનારો હું તે કર્મોમાં આસક્ત ન હોવાથી મને તે કર્મો બંધન કરતાં નથી. મારે આશરે રહેલી પ્રકૃતિ મારા સામર્થ્યથી આ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. મારા જ્ઞાનસ્વભાવવડેજ આ જગતની સર્વ પ્રવૃત્તિ થાય છે. મારા આ શ્રેષ્ઠ સ્વભાવને નહિ જાણનારો મૂઢ મનુષ્ય મને પોતાના જેવો મનુષ્ય જાણીને મારી અવગણના કરે છે. તે સવ આસુરીસંપત્તિવાળા લોકો દુર્ભાગી હોય છે. હે અર્જુન ! દૈવીસંપત્તિનો આશ્રય કરીને રહેનારા મહાપુરુષો હું ભૂતોનું અવિનાશી આદિકારણ છું એમ જાણીને એકાગ્રમનવડે મને ભજે છે, મારું સર્વદા કીર્તન કરે છે, શમદમાદિ સાધનોવડે મોક્ષમાટે પ્રયત્ન કરે છે, અને મને નમસ્કાર કરે છે. તે

ભક્તિવડે એકાગ્રમનવાળા થઈને મારી ઉપાસના કરે છે, બીજા કેટલાક જ્ઞાનયોગવડે મારી ઉપાસના કરે છે, કોઈ મારી એક-પણાવડે ઉપાસના કરે છે, ને કોઈ મારી અનેક પ્રકારે ઉપાસના કરે છે. હુંજ શ્રુતિપ્રતિપાદિત યાગ છું, હુંજ સ્મૃતિમાં કહેલો યજ્ઞ છું, હું સ્વધા છું, હું ઔષધ છું, અને હુંજ આ જગતનો પિતા, માતા, ધારણ કરનાર ને પિતામહ આદિ છું. સૂર્યરૂપે જગતને તપાવવું, વૃષ્ટિ કરવી, ને તેનો (વૃષ્ટિનો) નિગ્રહ કરવો ઇત્યાદિ સર્વ ક્રિયાઓ મારીજ સત્તાવડે થનારી છે. સ્વર્ગની કામનાવાળા દ્વિજો વૈદિક યજ્ઞાદિ કરીને સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા કરે છે. તેઓ પવિત્ર સ્વર્ગને પ્રાપ્ત કરીને ત્યાં દૈવીસુખ ભોગવે છે, અને પુણ્ય ક્ષીણ થયે પાછા આ મનુષ્યલોકમાં આવે છે. એવી રીતે વદિક ધર્મમાંના પ્રવૃત્તિમાર્ગનો આશ્રય કરનારા સકામ મનુષ્યો વારંવાર જન્મમરણ પામ્યા કરે છે, પણ જે જ્ઞાની એકાગ્રચિત્તવડે મારું ચિંતન કરવારૂપ ઉપાસના કરે છે તેમના યોગક્ષેમનો હું નિર્વાહ કરું છું. અન્ય દેવોના ભકતો પણ પરોક્ષરીતે મારું પૂજન કરે છે. હું સર્વ યજ્ઞોનો ભોક્તા અને સ્વામી છું, પણ તે અન્ય દેવોના ભકતો મારું વાસ્તવિક સ્વરૂપ જાણતા નથી તેથી તેઓ અંતવાળા ફલને પામે છે. દેવોના ભકતો દેવોને, પિતૃઓના ભકતો પિતૃઓને, ભૂતોના ભકતો ભૂતોને અને મારા ભકતો મને પ્રાપ્ત થાય છે. મારા ભકતે મને ભક્તિપૂર્વક અર્પણ કરેલાં પાંદડાં, ફૂલ, ફલ ને પાણી પણ હું ગ્રહણ કરું છું તેથી હે **પાર્થ** ! તમે જે કર્મ કરો, તમે જે ખાઓ, તમે જે હોમ કરો, તમે જે દાન કરો, તથા તમે જે તપ કરો તે સર્વ તમે મને ભાવથી અર્પણ કરો. આમ કરવાથી તમે શુભાશુભ ફલ આપનારાં કર્મોનાં બંધનોથી મોકળા થશો, અને સર્વ કર્મો મને અર્પણ કરેલાં હોવાથી સંન્યાસરૂપ યોગ-

વડે જેનું ચિત્ત એકાગ્ર થયું છે એવા તમે સંસારથી મુક્ત થઇને મરણપછી મને પ્રાપ્ત થશો. હું સર્વ ઠેકાણે સમાન છું. જોકે મને કોઇ દ્વેષ કરવાયોગ્ય કિંવા પ્રિય નથી, તોપણ જે મને ભક્તિપૂર્વક ભજે છે તે મારામાં રહેલા જણાય છે, ને હું તેમનામાં રહેલો જણાઉ છું. કોઈ દુરાચારી મનુષ્ય પણ જો મારી અનન્યભક્તિ કરતો હોય તો તે સાધુજ છે એમ સમજવું, કેમકે તેનો નિશ્ચય સારો છે. તેથી પૂર્વે જો તે દુષ્ટ અંતઃકરણવાળો હોય તોપણ મારી અનન્યભક્તિ કરવા લાગ્યા પછી તે તુરતજ ધર્મયુક્ત અંતઃકરણવાળો થાય છે. એવડે તેને નિત્યશાંતિની પ્રાપ્તિ થાય છે. હે અર્જુન ! મારો ભક્ત કદીપણ નાશ પામતો નથી એવી પ્રતિજ્ઞા તમે પ્રસન્નતાપૂર્વક કરો. હે ભારત ! મારો આશ્રય કરવાથી અધમશરીરને પામેલી સ્ત્રીઓ, વૈશ્યો ને શૂદ્રાદિ પણ જો ઉત્તમ ગતિને પામે છે તો પછી પવિત્ર બ્રાહ્મણો ને મારી ભક્તિ કરનારા રાજર્ષિઓ ઉત્તમ ગતિને પામે એમાં શું કહેવું ? માટે હે અર્જુન! અનિત્ય ને દુઃખદ એવા આ મનુષ્યલોકને પામીને તમે મારું ભજન કરો. તમે તમારું મન મારામાંજ રાખો, મારા ભક્ત થાઓ, મારું પૂજન કરો, ને મને નમસ્કાર કરો. એવી રીતે તમે તમારું મન મારામાંજ સ્થિર કરવાથી મારે પરાયણ થયેલા તમે મનેજ પામશો.” એવી રીતે આ અધ્યાયમાં ઇશ્વરપરાયણતારૂપ શ્રેષ્ઠ વિદ્યાનો ઉપદેશ કર્યો છે.

દશમા અધ્યાયનું નામ વિભૂતિયોગ છે. શ્રીકૃષ્ણભગવાને અર્જુનને આ અધ્યાયમાં પોતાનું ઐશ્વર્ય કેટલું વિશાલ ને કેટલું અચિંત્ય છે તેનું દિગ્દર્શન કરાવ્યું છે. “હું સર્વનું આદિકારણ છું તેથી મને કોઈ યથાર્થ જાણી શકતું નથી. દેવ, ઋષિ ને મનુષ્ય ઇત્યાદિમાંથી જે કોઈ અનાદિ અજન્મા ને મહેશ્વર એવા મને જાણે છે તે

સવ **વિવેકી** સર્વ પાપથી મુક્ત થાય છે. પ્રાણીઓની બુદ્ધિ, જ્ઞાન, વિવેક, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ ને દુઃખ ઇત્યાદિ સર્વ ભાવો મારામાંથીજ ઉત્પન્ન થાય છે. સપ્તર્ષિ, **મનુ** ને **સનકાદિ** એ સર્વ મારામાંથી ઉત્પન્ન થયા છે. આ મારા વિસ્તારને ને યોગથી ઉપજેલા ઐશ્વર્યને જે યથાર્થરીતે જાણે છે તે યથાર્થજ્ઞાનની સ્થિરતારૂપ યોગવડે યુક્ત થાય છે એમાં સંશય નથી. આત્મરૂપ હું સર્વનું ઉત્પત્તિ-સ્થાન છું, અને મારાથી આ સર્વ પ્રવૃત્ત થાય છે એમ જાણીને બ્રહ્મને જાણનારા જ્ઞાની દૃઢભાવનાવડે મારામાં એકપણાના અનુસંધાન-રૂપ ભજન કરે છે. મારામાંજ જેમનું ચિત્ત છે, મારામાંજ જેમની નેત્રાદિ ઇંદ્રિયો છે, જેઓ પરસ્પર મારા સ્વરૂપનો ઉપદેશ કરે છે, ને પરસ્પર મારા સંબંધની વાતો કરે છે, અને એમ કરીને તેઓ સદા સંતોષ પામે છે, તથા રમણ કરે છે. આવી રીતે જે બહુ પ્રેમથી નિરંતર યુક્ત થઇને મારું ભજન કરે છે તેને હું જ્ઞાનયોગ આપું છું, કે જે જ્ઞાનયોગવડે તે મને પ્રાપ્ત થાય છે. તેના ઉપર દયા કરવામાટેજ હું જ્ઞાનરૂપ દીવાવડે તેના અજ્ઞાનજન્ય મોહનું નિવારણ કરું છું." પછી **અર્જુને શ્રીભગવાનને** પૂછ્યું કે:-"આપની ઉત્પત્તિને દેવ, દાનવ ને ઋષિ આદિ કોઈ જાણતું નથી, આપ પોતેજ પોતાને જાણો છો, માટે જે વિભૂતિવડે આપ આ સર્વ લોકને વ્યાપીને રહેલા છો તે આપની વિભૂતિ આપજ મને કહો. સર્વદા આપનુંજ ચિંતન કર-નારો હું આપને કેવી રીતે જાણું? આપ કયા કયા પદાર્થમાં ચિંતન કરવાયોગ્ય છો? હે **ભગવન્**! આપ મને આપનો વિસ્તાર અને આપ-નું સામર્થ્ય વિસ્તારસહિત કહો, કેમકે તે સાંભળતાં મને તૃપ્તિ થતી નથી." પછી તેના ઉત્તરમાં **શ્રીભગવાને** કહ્યું કે:-"મારા વિસ્તારનો અંત નથી, તેથી હું મારી મુખ્ય વિભૂતિઓજ તમને કહું

છું. હું સર્વના હૃદયમાં રહેલો આત્મા છું. હું સર્વ ભૂતોનું આદિ, મધ્ય ને અંત છું. હું બાર આદિત્યોમાં વિષ્ણુનામનો આદિત્ય છું. પ્રકાશવાળા પદાર્થોમાં સૂર્ય હું છું. ટુંકામાં કહું તો સર્વ પદાર્થોમાં સારભૂત હું છું. વળી સર્વ ભૂતોનું બીજ હું છું. આ જગત્‌માં કોઇ પણ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થ મારા વિના નથી. આ જગત્‌માં પ્રત્યેક તેજસ્વી તથા ઐશ્વર્યયુક્ત પ્રાણી મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલ છે એમ જાણો. આ સર્વ જાણીને તમારે કયું પ્રયોજન સિદ્ધ કરવાનું છે ? હું મારા એક અંશવડે આ સર્વ જગત્‌ને વ્યાપીને રહેલો છું એમ તમે જાણો." આ અધ્યાયમાં પરમાત્માને આ સર્વ જગત્‌માં કેવી રીતે જોવા તેનો ઉપદેશ કરેલો હોવાથી આ અધ્યાય જ્ઞાનયોગપ્રધાન ગણી શકાય.

અગિયારમા અધ્યાયનું નામ વિશ્વરૂપદર્શનયોગ છે. એમાં **ભગ**વાને **અર્જુન**ને વિશ્વરૂપ દેખાડ્યું તેનું વર્ણન છે. આરંભમાં **અર્જુને** કહ્યું:—" મારા ઉપર કૃપા કરવામાટે આપે મને જે ગુહ્ય અધ્યાત્મનામવાળાં શ્રેષ્ઠ વચનો કહ્યાં તેવડે મારો મોહ દૂર થયો. આપે જે કહ્યું તે સર્વ સત્ય છે. હવે મને આપનું ઇશ્વિરસંબંધી રૂપ જોવાની ઇચ્છા છે." **અર્જુન**ની એવા પ્રકારની પ્રાર્થના સાંભળી **ભગ**વાને તેમને દિવ્યદષ્ટિ આપી પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું. તે જોઇને **અર્જુન** આશ્ચર્યયુક્ત થયા, અને પૂછ્યું કે:—" આપ આવા ઉગ્રરૂપવાળા કોણ છો ?" તેના ઉત્તરમાં **ભગ**વાને કહ્યું કે:— " હું લોકોનો નાશ કરનારો કાલ છું, મેં લોકોનો સંહાર કરવામાટેજ આ વેલા આવું ઉગ્ર રૂપ ધારણ કર્યું છે, તમે કદાચ યુદ્ધ નહિ કરો તોપણ બન્ને સૈન્યોમાંના યોદ્ધાઓ નાશ પામશે, માટે તમે યુદ્ધ કરવા ઊઠો, ને યશ પ્રાપ્ત કરો. તમારા શત્રુઓને જિતીને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવો. મેંજ આ સર્વને પ્રથમ-

થીજ મારી રાખેલા છે. હે **અર્જુન**! તમે નિમિત્તમાત્ર થાઓ." **એ** સાંભળી ભયયુક્ત થયેલા **અર્જુને** કહ્યું કેઃ–"આપનું અપૂર્વ રૂપ જોઇને મને મોટો હર્ષ થયો છે, અને ભયથી મારું મન વ્યાકુલ પણ થયું છે માટે હે દેવાધિદેવ! આપના પ્રથમના તેજ રૂપનું મને દર્શન કરાવો." **અર્જુનની** એ પ્રાર્થના સાંભળીને **ભગવાને** પોતાનું રૂપ પ્રકટ કરીને **અર્જુનનું** આશ્વાસન કર્યું, અને કહ્યું કેઃ–"મારું આવું રૂપ તમારા જેવા વિના બીજા કોઇએ જોયું નથી. મારુ આવું ભયંકર રૂપ જોઈને તમને ભય ન થાઓ. તમને મોહ પણ ન થાઓ. તમે નિર્ભયપણે સંતોષયુક્ત ચિત્તથી મારું તેજ રૂપ પુનઃ જુઓ. આ રૂપ વેદ, તપ, દાન ને દેવપૂજા આમાંના કોઈ ઉપાયવડે જોઈ શકાતું નથી, પણ મારી અનન્યભકિતવડેજ મારું આવું રૂપ જાણી શકાય છે. હે **ભારત**! તમે મારે માટેજ કર્મ કરો, મારે પરાયણ થાઓ, ને મારા ભક્ત થાઓ. પુત્રાદિ સર્વ પ્રાણિપદાર્થપરની આસક્તિનો પરિત્યાગ કરીને અને સર્વ પ્રાણીઓને અભય આપીને જે વૈરરહિત અંતઃકરણ-વાળો થાય છે તે મને પામે છે." એવા રીતે આ અધ્યાયમાં પણ અનન્યભક્તિરૂપ જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનું મુખ્ય નિરૂપણ છે.

બારમા અધ્યાયમાં પરમાત્માની ભક્તિનું નિરૂપણ હોવાથી એ અધ્યાયનું નામ ભકિતયોગ રાખવામાં આવ્યું છે. આત્મસાક્ષાત્કાર એ મોક્ષનું સાક્ષાત્ સાધન છે, અને નિષ્કામકર્મયોગાદિ બીજાં પરંપરાવડે–ચિત્તની શુદ્ધિદ્વારા વા ચિત્તની સ્થિરતાદ્વારા–મોક્ષનાં સાધનો છે. સગુણ-સાકારની ઉપાસના શ્રેષ્ઠ છે કે અક્ષરની ( નિર્ગુણનિરાકારની ) ઉપાસના શ્રેષ્ઠ છે એવા **અર્જુનના** પ્રશ્નનું ઉત્તર આપતાં તેમના અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરીને **ભગવાને** તેમને કહ્યું કેઃ–"જે મારામાં મન

રાખીને તીવ્ર શ્રદ્ધાવડે મારી ભક્તિ કરે છે તે યોગી શ્રેષ્ઠ છે. જે અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, અવિકારી, અચલ ને સર્વદા એકરૂપે રહેનારા અક્ષરની ભક્તિ ઇંદ્રિયોને નિયમમાં રાખીને તથા સર્વત્ર સમબુદ્ધિ રાખીને કરે છે તે સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા જ્ઞાનનિષ્ઠ પણ મનેજ પ્રાપ્ત થાય છે, કિંતુ તેમને પરિશ્રમ વધારે થાય છે, કેમકે તેમનું ચિત્ત અવ્યક્તમાં આસક્તિવાળું છે. દેહાભિમાની પુરુષને અવ્યક્તસ્વરૂપની પ્રાપ્તિ દુઃખે કરીને થાય છે. હે કૌંતેય! જે પુરુષ સર્વ કર્મો મને અર્પણ કરીને અને મારે પરાયણ થઇને એકાગ્રચિત્તવડે મારુંજ ધ્યાન કરતા છતા મારી ભક્તિ કરે છે તેમનો હું શીઘ્રજ મૃત્યુવાળા સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનારો થાઉં છું. તમે મારામાંજ તમારું મન રાખો, ને તમારી બુદ્ધિનો મારામાંજ પ્રવેશ કરાવો, એમ કરવાથી તમે શરીરના પતનપછી નક્કી મારામાંજ નિવાસ કરશો. જો તમે તમારું મન મારામાં સ્થિર કરવાને સામર્થ્યવાળા ન હો તો છઠ્ઠા અધ્યાયમાં કહેલી રીતે આત્મધ્યાનયોગવડે મને પામવાની ઇચ્છા કરો. જો આત્મધ્યાનયોગ કરવામાં તમે અસમર્થ હો તો તમે મારે માટે કર્મો કરવામાં તત્પર થાઓ, કારણકે મારી પ્રસન્નતામાટે કર્મો કરનારો પણ ચિત્તશુદ્ધિરૂપ સિદ્ધિને પામે છે. તે કરવાને પણ જો તમે શક્તિમાન્ ન હો તો તમારા મનને નિયમમાં રાખીને તમે સર્વ કર્મોનાં ફલોનો પરિત્યાગ કરો. અવિવેકપૂર્વક અભ્યાસ કરવાના કરતાં શાસ્ત્રીય જ્ઞાનની યોગ્યતા શ્રેષ્ઠ છે, શાસ્ત્રીય જ્ઞાનના કરતાં આત્મધ્યાન ઉત્તમ છે, અને આત્મધ્યાનને માટે જેમનું અન્તઃકરણ યોગ્ય થયું નથી તેમણે કર્મના ફલનો ત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે, કેમકે તેમ કરવાથી તેમના ચિત્તને શીઘ્ર શાંતિ મળે છે. સર્વ પ્રાણીઓનો દ્વેષ નહિ કરનારો, સવ પ્રાણીઓનો

મિત્ર, કરુણાલુ. મમતારહિત, અહંકારરહિત, પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા દુઃખને અને સુખને સમાન સમજનારો, ક્ષમાવાળો, નિરંતર સંતોષી, સર્વદા પોતાના મનને શાંત રાખનારો, પોતાનું મન તથા બુદ્ધિ જેણે મારામાં અર્પણ કર્યા છે એવો, જે કોઇથી ભય પામતો નથી, ને જેનાથી કોઇ ભય પામતું નથી, હર્ષ. ક્રોધ, ભય ને ઉદ્વેગથી રહિત, સ્પૃહારહિત, પવિત્ર, પોતાના પ્રાપ્તકર્તવ્યમાં દક્ષ. ઉદાસીન, નિર્ભય, સર્વ કામ્યકર્મનો ત્યાગ કરનારો, હર્ષ, દ્વેષ શોક ને આકાંક્ષાથી રહિત, શુભાશુભકર્મોનો ત્યાગ કરનારો, શત્રુમિત્રમાં, માનાપમાનમાં, શીતોષ્ણમાં ને સુખદુઃખમાં સમાનવૃત્તિવાળો, આસક્તિરહિત, નિંદાને તથા સ્તુતિને સરખાં સમજનારો, વાણીને વશ રાખનારો, પોતાના નિવાસસ્થાનમાં મમતા નહિ રાખનારો, અને આત્મામાં જેની બુદ્ધિ અત્યંત સ્થિર છે એવો ભક્તિવાળો પુરુષ મને પ્રિય છે. જે પૂર્વોક્ત ધર્મરૂપ અમૃતનું સર્વપ્રકારે સેવન કરે છે તે શ્રદ્ધાલુ ને મારે પરાયણ થયેલો ભક્ત મને અત્યંત પ્રિય છે." એવી રીતે આ અધ્યાયમાં પરમાત્માના અનન્યભક્તનાં વા જીવન્મુક્તનાં લક્ષણો કહી પરમાત્માની અનન્યભક્તિનું વા આત્મજ્ઞાનનું નિરૂપણ કર્યું છે.

તેરમા અધ્યાયમાં ક્ષેત્રના ને ક્ષેત્રજ્ઞના વિભાગનું નિરૂપણ કરેલું હોવાથી આ તેરમા અધ્યાયનું નામ ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ રાખવામાં આવ્યું છે. સાતમા અધ્યાયમાં જે અપરા ને પરા એવી બે પ્રકૃતિ કહી છે તેને આ અધ્યાયમાં ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞ એવા નામથી કહેલ છે. આ બે પ્રકૃતિદ્વારા પરમાત્મા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું કારણ થાય છે. આ અધ્યાયમાં ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ ને ઇશ્વરના સ્વરૂપનું નિરૂપણ હોવાથી આ અધ્યાય પણ જ્ઞાનપ્રધાનજ છે. "શરીર એ ક્ષેત્ર કહેવાય છે," ને એ ક્ષેત્રને જાણનારો જીવ તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે.

સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞરૂપે હુંજ રહેલો છું એમ સમજો., અને ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ જ્ઞાન છે એવો મારો અભિપ્રાય છે. પાંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત, મનસહિત અગિયાર ઇંદ્રિયો, શબ્દાદિ પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, ચેતના ને ધીરજ એ સર્વ ક્ષેત્ર કહેવાય છે. અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, અંતઃકરણનું સરલપણું, આચાર્યની ભક્તિ, શરીરની ને મનની પવિત્રતા, મોક્ષનાં સાધનોમાં મનની સ્થિરતા, શરીર તથા ઇંદ્રિયોને વશ રાખી તેને શુભકર્મમાં જોડવાં, શબ્દાદિ વિષયોમાં વૈરાગ્ય. અહંકારથી રહિતપણું, જન્મમરણ વૃદ્ધાવસ્થા ને રોગોમાં રહેલાં દુઃખોને તથા દોષોને વારંવાર વિચારવાં, પ્રાણિપદાર્થોમાં અપ્રીતિ, પુત્ર સ્ત્રી ને ગૃહાદિમાં ધાટી પ્રીતિનો અભાવ, પ્રિય ને અપ્રિયની પ્રાપ્તિમાં મનનો સમભાવ રાખવો, ચિત્તની એકાગ્રતાપૂર્વક મારી અનન્યભક્તિ, પવિત્ર ને એકાંતસ્થાનમાં રહેવાનો સ્વભાવ, વિષયિજનોના સમૂહમાં અપ્રીતિ, આત્માના ને જડના જ્ઞાનમાં નિત્ય પ્રીતિ અને તત્ત્વજ્ઞાનના ફલરૂપ મોક્ષનો વિચાર કરવો આ જ્ઞાનનાં સાધનો કહેવાય છે, અને તેનાથી વિપરીત તે અજ્ઞાનનાં સાધનો કહેવાય છે. આ જ્ઞાનનાં સાધનોવડે જે જાણવાયોગ્ય વસ્તુ છે તે હું કહું છું. જેને જાણવાથી અમૃતપણારૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે." પછી આત્મસ્વરૂપનું વર્ણન કરીને ભગવાને કહ્યું કેઃ—"આ પ્રમાણે મેં તમને ક્ષેત્ર, જ્ઞાનનાં સાધનો ને જ્ઞેય એ ત્રણે સંક્ષેપથી કહ્યાં છે. મારો ભક્ત એ સર્વને જાણીને મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે." પ્રકૃતિ ને પુરુષ એ બંને અનાદિ છે. બુદ્ધિ ને ઇંદ્રિયાદિ તથા અંતઃકરણમાં પ્રતીત થતા સુખ દુઃખ ને મોહરૂપ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયાં છે. શરીર ને ઇંદ્રિયાદિનું કર્તાપણું પ્રકૃતિને છે, અને સુખદુઃખનું ભોક્તાપણું પુરુષ-

ને છે. શરીરને આકારે પરિણામ પામેલી પ્રકૃતિમાં સ્થિત થઇને પુરુષ સુખ દુ:ખ ને મોહ આ પ્રકૃતિથી ઉપજેલા ગુણોને ભોગવે છે. એ સુખાદિ ગુણોમાં ઘાટી પ્રીતિ એજ પુરુષને ઊંચનીચ યોનિઓમાં જન્મનું કારણ છે. બુદ્ધિનો દ્રષ્ટા, શરીરાદિને પોતપોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય આપનાર, તેનું ધારણ તથા પોષણ કરનાર, મોટા ઈશ્વર ને જેને વેદમાં પરમાત્મા કહ્યા છે તે આ શરીરમાં શ્રેષ્ઠ પુરુષ છે. આવી રીતે જે મનુષ્ય પુરુષને અને ગુણોસહિત પ્રકૃતિને જાણે છે તે કર્મો કરતો હોય વા કર્મોનો પરિત્યાગ કરીને રહેતો હોય તોપણ પુનર્જન્મને પામતો નથી. કોઈ મુમુક્ષુ આત્માને પોતાની બુદ્ધિમાં ધ્યાનયોગવડે જુએ છે, કોઈ જ્ઞાનયોગવડે તે આત્માને અનુભવે છે, અને બીજા કોઈ કર્મયોગવડે તે આત્માને જુએ છે. વળી કેટલાક મંદબુદ્ધિવાળા મનુષ્યો પોતાના આચાર્યપાસેથી આત્માનું સ્વરૂપ જાણીને તેની ઉપાસના કરે છે. એવા શ્રદ્ધાવાળા ઉપાસકો પણ મૃત્યુનું ઉલ્લંઘન કરી જાય છે. હે કૌંતેય! ઉત્પન્ન થનાર પ્રત્યેક જંગમ કિંવા સ્થાવર ભૂત ઉપર કહેલા ક્ષેત્રના ને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉપજે છે એમ જાણો. વિનાશ પામનારાં સર્વ ભૂતોમાં સમાન રહેનારા અને તેની સાથે વિનાશ નહિ પામનારા પરમેશ્વરને જે જુએ છે તેજ વાસ્તવિકરીતે દેખે છે. સર્વત્ર રહેલા સમ ઈશ્વરને જોનારો પુરુષ તે પોતાનો નાશ કરતો નથી તેથી તે શ્રેષ્ઠ ગતિને પામે છે. સર્વ કર્મો પ્રકૃતિ કરે છે, અને આત્મા અકર્તા છે એમ જે સમજે છે તેજ પરમતત્ત્વને જાણનારો છે. આ સવ ભૂતોનો પૃથગ્ભાવ એક આત્મામાં રહેલો છે, અને તેનાથીજ આ સવ ભૂતોનો વિસ્તાર થયેલો છે એમ જ્યારે જુએ છે ત્યારે તે બ્રહ્મ થાય છે. આ પરમાત્મા અનાદિ ને નિર્ગુણ હોવાથી અવ્યય છે, તેથી તે શરીરમાં હોવા છતાં પણ કાંઈ

કરતા નથી, ને તેથી પાપપુણ્યવડે લેપાતા નથી. જેમ સર્વવ્યાપક આકાશ સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી તેમ શરીરમાં સર્વત્ર રહેલો આત્મા પણ સૂક્ષ્મ હોવાથી લેપાતો નથી. જેમ સૂર્ય આ લોકોને પ્રકાશે છે તેમ ક્ષેત્રજ્ઞ આ ક્ષેત્રને પ્રકાશે છે. આવી રીતે ક્ષેત્રના ને ક્ષેત્રજ્ઞના ભેદને અને ભૂતોના કારણરૂપ પ્રકૃતિના મોક્ષને જે જ્ઞાનદૃષ્ટિવડે જાણે છે તે પરબ્રહ્મ થાય છે." એવી રીતે આ અધ્યાયમાં આત્મજ્ઞાનનું પ્રધાનપણે નિરૂપણ છે.

ચૌદમા અધ્યાયનું ગુણત્રયવિભાગયોગ એવું નામ છે. તેમાં પ્રથમ શ્રીભગવાને આ પ્રમાણે કહ્યું છે:—"વળી હું તમને જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન કહું છું, જે જ્ઞાન થવાથી સર્વ મુનિઓ અહીંથી પરમસિદ્ધિને પ્રાપ્ત થયા છે. આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્યને પ્રાપ્ત થયેલા લોકો કલ્પના આરંભમાં ઉત્પન્ન થતા નથી, અને કલ્પના અંતમાં નાશ પામતા નથી," એમ કહીને પછી આ જ્ઞાનની પ્રશંસા કરી છે. પછી "મારું ઉત્પત્તિનું સ્થાન ત્રણ ગુણવાળી પ્રકૃતિ છે. તેમાં હું સંકલ્પરૂપ ગર્ભ ધારણ કરું છું, તેમાંથી સર્વભૂતો ઉત્પન્ન થાય છે," એમ કહીને પ્રકૃતિમાંથી ઉપજેલા સત્ત્વાદિ ત્રણ ગુણોનું વર્ણન કર્યું છે. પશ્ચાત્ "જ્યારે દ્રષ્ટા, કર્તા ગુણોથી ભિન્ન નથી એમ જુએ છે, અને પોતાને તે ગુણોથી કેવલ વિલક્ષણ જાણે છે ત્યારે તે મારા રૂપને પામે છે. આત્મા આ શરીરાદિની ઉત્પત્તિના હેતુભૂત સત્ત્વાદિ ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને જન્મ, મૃત્યુ ને વૃદ્ધાવસ્થા આદિ દુઃખોથી મોકળો થાય છે, અને અમૃતપણારૂપ મોક્ષને પામે છે, એમ કહીને ઉત્તમ જ્ઞાનની ફલસહિત સમાપ્તિ કરી છે. પછી અર્જુને ગુણાતીતનાં લક્ષણો પૂછ્યાં તેના ઉત્તરમાં ભગવાને આવી રીતે ગુણાતીતનાં લક્ષણો કહ્યાં:—

"સત્ત્વાદિ ત્રણ ગુણોનાં પ્રકાશ, પ્રવૃત્તિ ને મોહ આ ત્રણ કાર્યો પ્રવૃત્ત થાય તો તેનો જે દ્વેષ કરતો નથી, ને જો તે નિવૃત્ત થાય તો તેની જે આકાંક્ષા કરતો નથી, જે ઉદાસીનની પેઠે રહે છે, જે ગુણોવડે ચંચલ થતો નથી, ગુણોનાં કાર્યોની આ સર્વ પ્રવૃત્તિ થાય છે, એમ સમજીને જે સ્થિર રહે છે, પણ ચંચલ થતો નથી, જે સુખ-દુ:ખને સમાન જાણે છે, જે સ્વસ્થ હોય છે, માટીનું ઢેફું, પથ્થર ને સોનું એ સર્વને જે સમાન જાણે છે, જે પ્રિય અને અપ્રિયને તથા પોતાની નિંદાને અને સ્તુતિને સમાન જાણે છે,માનને અને અપમાનને તથા મિત્રને અને શત્રુને પણ જે સમાન જાણે છે, જે બંધન કરનારાં સર્વ કર્મોનો ત્યાગ કરવાના સ્વભાવવાળો હોય છે, અને જે એકનિષ્ઠાવાળી ભક્તિ-વડે મારું સેવન કરે છે તે આ ત્રણ ગુણોનું અતિક્રમણ કરીને બ્રહ્મ-ભાવને પ્રાપ્ત થાય છે." પછી છેલ્લા શ્લોકમાં આવા ભાવનું કહીને આ અધ્યાયની સમાપ્તિ કરી છે:—"હું અંતરાત્મા સગુણબ્રહ્મનો, અવિનાશી અમૃતનો, શાશ્વત ધર્મનો ને નિત્યસુખનો આધાર છું." ઉપર જણાવેલી રીતે આ અધ્યાયમાં પણ જ્ઞાનનું પ્રધાનપણે નિરૂપણ છે.

પંદરમા અધ્યાયનું નામ પુરુષોત્તમયોગ છે. આરંભમાં આ સંસારનું વૃક્ષરૂપે વર્ણન કર્યું છે. આ અધ્યાયનો સાર આ પ્રમાણે છે:—"સર્વ-થી ઉપર રહેલું બ્રહ્મ આ સંસારરૂપ વૃક્ષનું મૂલ છે, હિરણ્યગર્ભ-રૂપ તેની નીચેની શાખા છે, કર્મકાંડનું નિરૂપણ કરનારો વેદભાગ તે વૃક્ષનાં પાનડાં છે, ને જે ક્ષણભંગુર છે, એવા સંસારરૂપ વૃક્ષને જે યથાયોગ્ય જાણે છે તે વેદને જાણનારો છે. તેની શાખાઓ મનુષ્યથી માંડીને વૃક્ષાદિ સ્થાવરપર્યંત નીચે ને બ્રહ્મલોકસુધી ઉપર ફેલાયેલી છે. તે સત્ત્વાદિ ગુણોવડે અત્યંત વૃદ્ધિ પામેલી છે. વિષયો આ વૃક્ષનાં નવાં કોમલ પાનડાં છે. તે વૃક્ષનાં કર્મના સંબંધવાળાં મૂલો નીચે

મનુષ્યલોકમાં પણ ફેલાયેલાં છે. આ વૃક્ષનું ઉપર વર્ણન કર્યા પ્રમાણેનું સ્વરૂપ અજ્ઞાનકાલે જણાતું નથી. તેનાં આદિ, અંત ને મધ્ય પણ પ્રતીત થતાં નથી. આ દૃઢમૂલવાળા સંસારવૃક્ષનું દૃઢવિરાગરૂપ કુવાડાવડે છેદન કરી પછી તે પરમાત્મસ્વરૂપનો શોધ કરવો. જેમાંથી આ સંસારરૂપ અનાદિ પ્રવૃત્તિ પ્રસરેલી છે તેજ મૂલપુરુષને હું શરણે જાઉં છું એવો નિશ્ચય કરીને તે પરમાત્માના સ્વરૂપનો શોધ કરવો. જે માનથી તથા મોહથી રહિત છે, જેમણે વિષયાસક્તિરૂપ દોષનો પરાજય કર્યો છે, જે પરમાત્માના સ્વરૂપનું અવલોકન કરવામાં સર્વદા તત્પર છે, જેની સર્વ વાસના નિવૃત્ત થઇ છે, અને જે સુખદુઃખ–નામનાં દ્વંદ્વોથી રહિત છે તે વિવેકી પુરુષ પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. તે સ્વરૂપને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી, ને જેને પામીને જીવ આ સંસારમાં પાછો આવતો નથી તે મારું પરમસ્વરૂપ છે. આ દેહધારીઓમાં જીવ એ મારો અંશ છે. તે જીવ જ્યારે પોતાના સ્થૂલશરીરને છોડીને જાય છે ત્યારે મનસહિત પાંચ જ્ઞાનેન્દ્રિયોને તેમનાં સ્થાનોમાંથી ખેંચી લે છે. તે જીવ જ્યારે શરીરનું ગ્રહણ કરે છે, ને તેનો ત્યાગ કરે છે ત્યારે તે સર્વને ગ્રહણ કરીને પ્રવેશ કરે છે, ને જાય છે. તે જીવ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા મન એમનો અધિષ્ઠાતા થઇને વિષયોનું સેવન કરે છે. તે શરીરમાંથી નીકળનારાને, શરીરમાં રહીને ભોગ ભોગવનારાને અને શરીરમાં રહેલાને મૂઢ મનુષ્યો જોતા નથી, માત્ર જ્ઞાનદૃષ્ટિવાળાજ તેને જુએ છે. આત્માનું ધ્યાન કરનારા યોગી પોતાની બુદ્ધિમાં સાક્ષિરૂપે રહેલા તેને જુએ છે, પણ શાસ્ત્રના સંસ્કારવિનાની બુદ્ધિવાળા મનુષ્ય પ્રયત્ન કરતાં છતાં પણ તેને જોઈ શકતા નથી. સર્વ જગતને પ્રકાશિત કરનારું જે તેજ સૂર્ય, ચંદ્ર અને અગ્નિ આદિમાં છે તે તેજ મારું છે એમ તમે સમજો. પૃથિવીમાં પ્રવેશ કરીને

હું સર્વ ભૂતોને ધારણ કરું છું, અને રસરૂપ ચંદ્રમા થઇને હું સર્વ ઔષધીઓનું પોષણ કરું છું. હું વૈશ્વાનર થઇને પ્રાણીઓનાં શરીરોનો આશ્રય કરીને પ્રાણાપાનના સંયોગવડે ચાર પ્રકારનાં અન્નનો પરિપાક કરું છું. હું સર્વના હૃદયમાં પ્રવેશ કરીને રહેલો છું. મનુષ્યાદિને સ્મૃતિ, જ્ઞાન ને વિસ્મૃતિ એ મારાથીજ થાય છે. હુંજ વેદાંતશાસ્ત્રનો કરનારો ને વેદોનો જાણનારો છું. આ લોકમાં ક્ષર અને અક્ષર એવા બે પુરુષ છે. તેમાં સર્વ ભૂતો ક્ષર છે, અને માયા તેનાં કાર્યોની અપેક્ષાએ અક્ષર છે. ઉત્તમ પુરુષ તે બંનેથી ભિન્ન છે, તેનેજ પરમાત્મા કહેવામાં આવે છે. તે અવિનાશી ઇશ્વર ત્રણ લોકમાં પ્રવેશ કરીને તેમને ધારણ કરે છે. હું ક્ષર ને અક્ષર એ બન્ને પુરુષોથી ભિન્ન ને શ્રેષ્ઠ છું માટેજ મને પુરુષોત્તમ કહેવામાં આવે છે. જે વિવેકી પુરુષ મને–પુરુષોત્તમને–એવી રીતે જાણે છે તે સર્વજ્ઞ પુરુષ અનન્યમનવડે મારા અનુસંધાનરૂપ ભજન કરે છે. હે **ભારત**! આ અતિગુપ્ત રાખવાયોગ્ય શાસ્ત્ર મેં તમને કહ્યું છે. તેને જાણીને પુરુષ બુદ્ધિમાન્ ને કૃતાર્થ થાય છે." આ અધ્યાયમાં પણ આત્મજ્ઞાનનું પ્રધાનપણે નિરૂપણ છે.

સોળમા અધ્યાયનું નામ દૈવાસુરસંપદ્વિભાગયોગ છે. આ અધ્યાયમાં અંતઃકરણના શુભધર્મરૂપ દૈવીસંપત્તિનું તથા અંતઃકરણના દોષરૂપ આસુરીસંપત્તિનું નિરૂપણ કર્યું છે. "નિર્ભયતા, અંતઃકરણની પવિત્રતા, જ્ઞાનમાં અને યોગમાં નિષ્ઠા, દાન, ઇંદ્રિયોનો નિગ્રહ, યજ્ઞ, શાસ્ત્રાધ્યયન, તપ, સરલતા, અહિંસા, સત્ય, ક્રોધાભાવ, ત્યાગ, શાંતિ, ચાડિયાપણાનો અભાવ, પ્રાણીઓઉપર દયા, વિષયલાલસાનો અભાવ, કોમલપણું, અકાર્યમાં લોકલજ્જા, ઇંદ્રિયાદિના ચપલપણાનો અભાવ, તેજસ્વિતા, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, દ્રોહરહિતપણું ને અતિમાનથી રહિતપણું ઇત્યાદિ શુભગુણો દૈવીસંપત્તિવાળાં નરનારીમાં જોવામાં આવે

છે. દંભ, દર્પ, અતિમાન, ક્રોધ, કઠોર વચનો બોલવાં, ને અવિવેક એ દોષો આસુરીસંપત્તિવાળાં માણસોમાં હોય છે. તેમાં દૈવીસંપત્તિ મનુષ્યને મોક્ષનું કારણ થાય છે, અને આસુરીસંપત્તિ બંધનું કારણ થાય છે. હે **ભા**રત ! તમે દૈવીસંપત્તિથી યુક્ત છો માટે શોક ન કરશો.” એવી રીતે **અર્જુ**નને કહી **ભ**ગવાને આસુરીસંપત્તિનું વિસ્તારથી વર્ણન કર્યું છે. પછી અન્તમાં કહ્યું છે કેઃ–“ કામ, ક્રોધ ને લોભ એ ત્રણ પ્રકારના દોષ જીવની અધોગતિ કરનારા છે. તે ત્રણ દોષથી મોકળો થયેલો પુરુષ કલ્યાણનું આચરણ કરે છે, ને તેથી તે શ્રેષ્ઠગતિને પામે છે. જે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને પોતાના મનમાં આવે તેમ વર્તે છે તે ચિત્તની શુદ્ધિરૂપ સિદ્ધિને, સુખને ને પરમગતિને પામતો નથી, એટલામાટે તમારે કર્તવ્યનો ને અકર્તવ્યનો નિર્ણય કરવામાં શાસ્ત્રનેજ પ્રમાણ માનવું જોઇએ. આમ હોવાથી શાસ્ત્રે જેનું વિધાન કર્યું છે તે કર્મ કરવાને તમે યોગ્ય છો.” આ અધ્યાયમાં મુમુક્ષુએ આસુરીસંપત્તિનો પરિત્યાગ કરી દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવી જોઇએ એવો ઉપદેશ કર્યો છે.

સત્તરમા અધ્યાયનું નામ શ્રદ્ધાત્રયવિભાગયોગ છે. આરંભમાં **અર્જુ**ને **ભ**ગવાનને પૂછ્યું કેઃ—“ હે પ્રભો ! જે મનુષ્ય શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને શ્રદ્ધાપૂર્વક પૂજનાદિ કર્મ કરે છે તેની નિષ્ઠા કેવા પ્રકારની જાણવી ?” તેના ઉત્તરમાં **ભ**ગવાને આ પ્રમાણે કહ્યુંઃ–“ મનુષ્યાદિની શ્રદ્ધા ત્રણ પ્રકારની છે, સાત્ત્વિકી, રાજસી ને તામસી. મનુષ્યાદિની શ્રદ્ધા પોતપોતાના અંતઃકરણમાં રહેલા સંસ્કારાનુસાર હોય છે. મનુષ્યમાં જેવી શ્રદ્ધા હોય તેવી શ્રદ્ધાવાળો તે કહેવાય છે. સાત્વિક મનુષ્ય દેવની પૂજા કરે છે, રાજસ મનુષ્ય યક્ષની ને રાક્ષસની પૂજા કરે છે, અને તામસ મનુષ્ય પ્રેતોની તથા ભૂતોની પૂજા કરે છે.” પછી આસુરનિશ્ચયવાળા મનુષ્યનું લક્ષણ કહીને સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના આહાર,

યજ્ઞ, તપ ને દાનનું પ્રતિપાદન કર્યું છે. પછી છેવટે આ પ્રમાણે કહ્યું છેઃ–" ૐ તત્સત્ આ બ્રહ્મનું નામ છે માટે તેનો ઉચ્ચાર કરીને કરેલું પ્રત્યેક કર્મ સર્વ શુભગુણથી યુક્ત થાય છે. અશ્રદ્ધાથી કરેલાં યજ્ઞાદિ કર્મો શાસ્ત્રોકત ફલ આપતાં નથી માટે યજ્ઞાદિ પ્રત્યેક કર્મ શ્રદ્ધાપૂર્વક કરવું જોઇએ." આ અધ્યાયમાં આત્મજ્ઞાનની નિષ્ઠાની પ્રાપ્તિ કરવામાટે સાત્ત્વિક કર્મો કરવાનો ઉપદેશ કર્યો છે.

અઢારમા અથવા ગીતાજીના છેલ્લા અધ્યાયનું નામ મોક્ષસંન્યાસ-યોગ છે. આ અધ્યાયમાં સર્વ ગીતાશાસ્ત્રનો ઉપસંહાર કર્યો છે. તેમાં પ્રથમ અર્જુન ભગવાનને પૂછે છે કેઃ–" હે પ્રભો ! મને સંન્યાસનું ને ત્યાગનું સ્વરૂપ કહો. " ભગવાન્ તેના ઉત્તરમાં તેમને કહે છેઃ–" કામ્ય-કર્મોના ત્યાગને સંન્યાસ ને સર્વ કર્મોનાં ફલોના ત્યાગને ત્યાગ કહેવામાં આવે છે. સાંખ્યવાદીઓ કહે છે કે દોષવાળાં કર્મોનો ત્યાગ કરવો. પૂર્વમીમાંસકો કહે છે કે યજ્ઞ, દાન ને તપોરૂપ કર્મોનો પરિત્યાગ ન કરવો. સાત્ત્વિકાદિ ભેદે ત્યાગ ત્રણ પ્રકારના છે. યજ્ઞ, દાન અને તપ એ કર્મોનો પરિત્યાગ ન કરવો, કારણ તે કર્મો અંતઃકરણને પવિત્ર કરનારાં છે. તે કર્મો કર્તાપણાનું અભિમાન ને કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરીને કરવાં એવો મારો ઉત્તમ અભિપ્રાય છે. શાસ્ત્રે વર્ણને અને આશ્રમને ઉદ્દેશીને નક્કી કરેલાં કર્મોનો ત્યાગ સંભવી શકતો નથી. પોતાના વર્ણના તથા આશ્રમના કર્મનો અવિવેકથી જે ત્યાગ કરવો તે ત્યાગ તામસ કહેવાય છે. એવા તામસત્યાગથી ચિત્તશુદ્ધિરૂપી ફલ પ્રાપ્ત થતું નથી. શાસ્ત્રોક્ત કર્મ કરવાથી શરીરાદિને ક્લેશ થશે એવા ભયથી જે તે કર્મનો ત્યાગ કરવો તે ત્યાગ રાજસત્યાગ કહેવાય છે, ને તેથી પણ ચિત્તશુદ્ધિરૂપી ફલ પ્રાપ્ત થતું નથી. શાસ્ત્રે મારે માટે જે કરવાયોગ્ય કર્મો કહ્યાં છે તે મારે અવશ્ય

કર્તવ્ય છે એમ સમજીને કર્તાપણાનું અભિમાન તથા ફલની ઇચ્છા છોડીને જે કર્મો કરવાં તે ત્યાગ સાત્ત્વિકત્યાગ કહેવાય છે. એવા ત્યાગથી કર્તાનું અંતઃકરણ શુદ્ધ થાય છે. પછી તે મનુષ્ય પોતાનાં પ્રાપ્ત કર્મોનો દ્વેષ કરતો નથી, ને અન્યના કર્મમાં આસક્તિ કરતો નથી. તે ત્યાગી, સત્ત્વસંપન્ન, આત્મજ્ઞાનવાળી પ્રજ્ઞાથી યુક્ત ને સંશય-રહિત થાય છે. દેહાભિમાની પુરુષથી સર્વ કર્મોનો ત્યાગ થઇ શકતો નથી માટે જે કર્મના ફલનો ત્યાગ કરે છે તે ત્યાગી ગણાય છે. કર્મના ફલનો ત્યાગ નહિ કરનારા પુરુષને પાપકર્મનું અપ્રિય, પુણ્ય-કર્મનું પ્રિય ને પુણ્યપાપ–મિશ્રકર્મ–નું મિશ્ર–સુખદુઃખયુક્ત–ફલ મળે છે, પણ જેમણે કર્મના ફલનો પરિત્યાગ કર્યો છે તેમને તે ત્રણ પ્રકારનાં ફલ મળતાં નથી, પરંતુ કર્મફલના પરિત્યાગથી તેમના ચિત્તની શુદ્ધિ થાય છે. સ્થૂલશરીર, અહંકાર, ઇંદ્રિયો, પ્રાણાદિકની ક્રિયા ને ઇંદ્રિયાદિના ઉપર અનુગ્રહ કરનારા દેવો એ પાંચવડે પ્રત્યેક શારીરિક, માનસિક ને વાચિક ક્રિયા થાય છે. એ પાંચ કર્મ કરનાર છે, છતાં જે શાસ્ત્રસંસ્કારરહિત પુરુષ કેવલ આત્માનેજ કર્તા માને છે તે દુર્બુદ્ધિ પુરુષ કાંઇજ જાણતો નથી. જેને હું કર્તા છું એવો અહંકાર નથી, અને જેની બુદ્ધિ મને આ કર્મનું અમુક ફલ મળવું જોઇએ એવા લેપવાળી થતી નથી તે સ્વધર્મપાલક ક્ષત્રિય ધર્મયુદ્ધ પ્રાપ્ત થયે પોતાના કર્તવ્યને અનુસરતાં કદાચ આ સર્વ લોકોને હણે તોપણ તે દોષને પામતો નથી." પછી જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ ને સુખના સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદ કહેલા છે. સર્વત્ર એકપણાનું જ્ઞાન, ફલની આસક્તિનો પરિત્યાગ કરી શાસ્ત્રે નક્કી કરેલાં કર્મો કરવાં, અહંકાર ન રાખવો, ઇચ્છિતની પ્રાપ્તિને ને અપ્રાપ્તિને સમભાવે ગણવાં એ કર્તાનું સાત્ત્વિકપણું; પ્રવૃત્તિના

તથા નિવૃત્તિના સ્વરૂપને, કાર્યના તથા અકાર્યના સ્વરૂપને, ભયના તથા અભયના સ્વરૂપને અને બંધના તથા મોક્ષના સ્વરૂપને જાણવું એ બુદ્ધિનું સાત્ત્વિકપણું; શરીરાદિને સન્માર્ગમાં ધારણ કરી રાખવાનું બલ એ ધૃતિનું સાત્ત્વિકપણું; અને અભ્યાસના સમયમાં વિષજેવું કડવું લાગે પણ પરિણામે અમૃતજેવું મધુર લાગે તે સુખનું સાત્ત્વિકપણું છે. એ સર્વ મુમુક્ષુએ પ્રાપ્ત કરવાં જોઇએ. પછી બ્રાહ્મણાદિ ચાર વર્ણોનાં કર્મો કહ્યાં છે, ને પોતપોતાનાં વર્ણાશ્રમનાં કર્મોમાં પ્રીતિ રાખી તે કર્મો કરવાથી મનુષ્યને ચિત્તશુદ્ધિરૂપ સિદ્ધિ મળે છે એમ ઉપદેશ કર્યો છે. પછી આવા ભાવનો ઉપદેશ કર્યો છેઃ—" જેમનાવડે આ સર્વ ભૂતોની પ્રવૃત્તિ થાય છે, અને જેમણે આ સર્વ વ્યાપ્ત કર્યું છે તેમનું પોતાનાં કર્મોવડે પૂજન કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે. સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મના કરતાં થોડા ન્યૂન ગુણવાળો પોતાનો ધર્મ શ્રેયસ્ કરનારો ગણાય છે. પોતાના વર્ણાશ્રમનાં કર્મો સદોષજેવાં જણાતાં હોય તોપણ તેનો ત્યાગ ન કરવો, કેમકે સર્વ કર્મો ન્યૂનાધિક દોષયુક્ત હોય છે. કોઈપણ પદાર્થમાં જેનું મન ધાટી પ્રીતિવાળું થતું નથી, જેણે શરીરને તથા ઇંદ્રિયોને વશ રાખ્યાં છે, અને જે વિષયોની સ્પૃહાથી રહિત છે તે સંન્યાસવડે પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે. આગળ કહ્યા પ્રમાણે જેણે સ્વધર્મરૂપ કર્મો ઈશ્વરાર્પણ કરીને પોતાના અંતઃકરણને શુદ્ધ કર્યું છે તેને બ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે ને કયા ક્રમથી થાય છે તે સાંભળો. નિશ્ચયાત્મક નિર્મલ બુદ્ધિવડે યુક્ત થઇને, ધૈર્યવડે શરીરને તથા ઇંદ્રિયોને નિયમમાં રાખીને, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરીને, અને રાગદ્વેષનો ત્યાગ કરીને એકાંતદેશનું સેવન કરનારો, પથ્ય ને સાત્ત્વિક આહાર ગ્રહણ કરનારો, શરીર વાણી તથા મનને વશ રાખનારો, ધ્યાનયોગમાં લીન રહેનારો,

વૈરાગ્યનો નિરંતર આશ્રય કરનારો, અહંકારનો, બલનો, દર્પનો, કામનો, ક્રોધનો ને સ્ત્રીપુત્રાદિના પરિગ્રહનો ત્યાગ કરીને મમતાથી રહિત થયેલો અને શાંત થયેલો પુરુષ બ્રહ્મભાવને યોગ્ય થાય છે. બ્રહ્મભાવને યોગ્ય થયેલો પુરુષ પ્રસન્નચિત્ત થાય છે તેથી તે મારી પાસે અમુક નથી એમ માની શોક કરતો નથી, ને તેની આકાંક્ષા પણ કરતો નથી. સર્વ ભૂતોમાં સમભાવ પામેલો તે જ્ઞાનનિષ્ઠ પુરુષ જ્ઞાનરૂપ ભક્તિ કરે છે. તે જ્ઞાનરૂપ ભક્તિવડે તેને મારા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે તેથી તે મારા સ્વરૂપને અભેદભાવે પામે છે. મારો આશ્રય કરીને રહેલો તે વિહિત તથા નિષિદ્ધ કર્મનું અતિક્રમણ કરીને મારી કૃપાથી શાશ્વતપદને પામે છે. તમે વિવેકબુદ્ધિવડે સર્વ કર્મો મને અર્પણ કરીને અને જ્ઞાનયોગનો આશ્રય કરીને સર્વદા મારામાં ચિત્ત રાખનારા થાઓ. તમે મારામાં ચિત્ત રાખનારા થવાથી મારી કૃપાથી તમે સર્વ દુઃખોથી મોકળા થશો. જો તમે મારા વચનની અવગણના કરી યુદ્ધરૂપ સ્વધર્મનો ત્યાગ કરીને ભિક્ષાવૃત્તિરૂપ બ્રાહ્મણનો ધર્મ સ્વીકારશો તો તમે અધોગતિને પામશો. તમે અહંકારનો આશ્રય કરીને 'હું યુદ્ધ નહિ કરું' એમ કહો છો, પણ તમારું તે અભિમાન વૃથા છે, કારણકે તમારો ક્ષાત્રસ્વભાવ તમને યુદ્ધમાં જોડશે. તમે પૂર્વજન્મોના સંસ્કારરૂપ સ્વભાવથી ઉપજેલા સ્વકર્મના આવેશથી બંધન પામેલા છો. તમે હમણાં મોહથી જે કરવાની ઇચ્છા કરતા નથી તે તમે તમારા ક્ષાત્રસ્વભાવને અધીન થઈને પછીથી કરશો. પરમેશ્વર સર્વ મનુષ્યોને તેમના સ્વભાવપ્રમાણે પ્રવૃત્તિ કરાવે છે. એ હૃદયમાં રહેલા ઈશ્વરને તમે સર્વભાવથી શરણે જાઓ. તેમની કૃપાથી તમે પૂર્વોક્ત શ્રેષ્ઠ શાંતિને તથા શાશ્વત સ્થાનને પ્રાપ્ત થશો. એવી રીતે આ જ્ઞાન મેં તમને કહ્યું. તેનો સારી રીતે વિચાર કરીને

પછી તમને જે ગમે તે કરો." એવી રીતે આ અધ્યાયમાં જ્ઞાનનો ને તેની પ્રાપ્તિનાં સાધનોનો ઉપદેશ કર્યો છે.

એવી રીતે આ ગીતાશાસ્ત્રમાં આત્મજ્ઞાનનું પ્રધાનપણે નિરૂપણ છે, અને તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિષ્કામકર્મયોગના સેવનથી અંતઃકરણની શુદ્ધિદ્વારા થાય છે તેથી અર્જુનના અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરી તેમને પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવામાટે નિષ્કામ-કર્મયોગનો ઉપદેશ કર્યો છે. આ ગીતાશાસ્ત્રનો ઉપક્રમ ને ઉપસંહાર જેમ જ્ઞાનથી છે તેમ તે જ્ઞાનનોજ પ્રત્યેક અધ્યાયમાં વારંવાર કથન-રૂપ અભ્યાસ કરેલો છે. "જ્ઞાનના જેવું પવિત્ર સાધન આ લોકમાં બીજું કોઈ નથી" ઇત્યાદિ વચનોવડે તે આત્મજ્ઞાનની અપૂર્વતા જણાવી છે. "આત્મજ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે," "સર્વ કર્મો આત્મજ્ઞાનમાં સમાપ્ત થાય છે," ને "આત્મજ્ઞાન થવાથી તુરત પરાશાંતિની પ્રાપ્તિ થાય છે" ઇત્યાદિ વચનોવડે આત્મ-જ્ઞાનના ફલનો ઉપદેશ કર્યો છે. "જ્ઞાની મારું સ્વરૂપ છે એવો મારો અભિપ્રાય છે," ને "જે પોતાના આત્માની પેઠે સર્વને જાણે છે તેજ સાચું જાણે છે" ઇત્યાદિ વચનોવડે આત્મજ્ઞાનની સ્તુતિ કરી છે. "અજ્ઞાનીની અધોગતિ થાય છે," ને "આસુરીસંપત્તિવાળા અશુભ મનુષ્યોને હું સતત આસુરીયોનિમાં નાંખું છું" ઇત્યાદિ વચનો-વડે અજ્ઞાનની નિંદા કરીને આત્મજ્ઞાનની સ્તુતિ કરી છે. એમ અર્થવાદવડે આત્મજ્ઞાનનું શ્રેષ્ઠપણું જણાવ્યું છે, અને "આત્મા અકર્તા છે એમ જે જાણે છે તે કોને કેવી રીતે હણે ? ને કોને કેવી રીતે હણાવે ?" અને "તે કર્મ કરે તો તેને તેનું ફલ મળે નહિ, ને તે કર્મ ન કરે તો તેને તેથી કાંઇ હાનિ પણ થતી નથી" ઇત્યાદિ વચનો-

વડે આત્મજ્ઞાન થયા પછી તે આત્મજ્ઞાનીને કાંઇ પણ કર્તવ્ય રહેતું નથી આવી ઉપપત્તિ બતાવી છે. એવી રીતે તાત્પર્યનો નિર્ણય કરનારાં ૭ લિંગોવડે ગીતાશાસ્ત્રનું મુખ્ય પ્રતિપાદ્ય આત્મજ્ઞાન છે એમ જણાય છે, ને તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનરૂપ નિષ્કામકર્મયોગાદિનો ઉપદેશ પણ પ્રસંગને લઇને ગીતાજીમાં કરેલો છે.

**અ**ર્જુન નરનો અવતાર હતા તેથી તેને આત્મજ્ઞાન પ્રાપ્ત હતું, પણ તેઓ યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થતા નહોતા, તેમને જ્ઞાનીને આત્મજ્ઞાન થયા પછી પણ તેમણે પોતાનું કર્તવ્ય કરવું જોઇએ એમ સમજાવવામાટે ગીતાશાસ્ત્રનો ઉપદેશ **ભ**ગવાને કરેલો છે એમ કહેવું એ ગીતાશાસ્ત્રનાં પૂર્વાપરનાં વચનો વિચારતાં વિરોધવાળું જણાય છે. **અ**ર્જુનને આત્મસ્વરૂપનું જ્ઞાન ન હોવાથી એ અજ્ઞાની હતા, અને તેમને તે વેલા શોક તથા મોહ ઉપજ્યા હતા, એમ " शोकसंविग्नमानसः " અ૦ ૧–૪૭ ( શોકથી ભરેલા મનવાળા ) અને " तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् । विषीदंतमिदं वाक्यं " અ૦ ૨–૧ ( તેવી રીતે દયાથી ભરેલા ને આંસુથી ભરેલી વ્યાકુલ આંખવાળા તથા ખેદ કરતા તેમને આ વાક્ય ) એ **સં**જયનાં વચનોઉપરથી, અને બીજા અધ્યાયના પાંચમા શ્લોકમાંનાં " ગુરુઓને નહિ મારીને ભિક્ષાનું અન્ન ખાવું સારું છે, " સાતમા શ્લોકમાંનાં " ધર્મમાં અત્યંત મૂઢ ચિત્તવાળા, " આઠમા શ્લોકમાંનાં " મારા શોકને દૂર કરે, " તથા અઠ્યાવીશમા શ્લોકથી પાંત્રીશમા શ્લોકસુધીનાં " હે **શ્રીકૃ**ષ્ણ ! આ સ્વજનને જોઇને " ઇત્યાદિ **અ**ર્જુનનાં વચનોથી અને બીજા અધ્યાયના બીજા શ્લોકમાંનાં " તમને આ મલિનતા શા કારણથી પ્રાપ્ત થઇ છે ? " બીજા અધ્યાયમાંના અગિયારમા શ્લોકમાંનાં " તમે શોક કરો છો " બીજા અધ્યાયના પચીશમા, સત્યાવીશમા ને ત્રીશમા શ્લોકમાંનાં " તમે

શોક કરવાને યોગ્ય નથી," "તમે એવી રીતે શોક કરવાને યોગ્ય નથી," ને "તમે શોક કરવાને યોગ્ય નથી," અને ચોથા અધ્યાયના પાંત્રીશમા શ્લોક-માંનાં "ફરીને તમે એવી રીતે મોહને નહિ પામો," તથા અઢારમા અધ્યાયના છાસઠમાનાં ને બોંતેરમાનાં "શોક ન કરો" ને "શું તમારું અજ્ઞાન ને મોહ નાશ પામ્યાં ?" એ ભગવાનનાં વચનોથી સિદ્ધ થાય છે.

**અર્જુન** જ્ઞાની નહોતા, પણ જિજ્ઞાસુ હતા એમ ગીતાજીના પહેલા અધ્યાયના ત્રીશમા તથા એકત્રીશમા શ્લોકથી તથા બીજા અધ્યાયના સાતમા તથા આઠમા શ્લોકથી તથા ૪૭મા ૪૮મા શ્લોકથી જણાય છે.

જેમ માનસપરિતાપરૂપ શોકથી તપેલા મનવાળા **શ્રીના**રદજીને ભગવાન્ **સન**ત્કુમારે ભૂમાનો ( બ્રહ્મનો ) ઉપદેશ કરીને તેમના મનના શોકની નિવૃત્તિ કરી હતી તેમ **શ્રી**કૃષ્ણે પણ **અર્જુ**નને આત્માથી અભિન્ન બ્રહ્મનો ઉપદેશ કરીને તેમના શોકમોહની નિવૃત્તિ કરી છે.

ગીતાજીનું તાત્પર્ય લૌકિકપ્રવૃત્તિમાર્ગના પ્રતિપાદનમાં નથી, કેમકે તેમાં કોઇ પણ વ્યાવહારિક ધંધાનો કે સ્વાભાવિક કર્મોનો ઉપદેશ જોવામાં આવતો નથી. મુમુક્ષુએ શાસ્ત્રોક્ત સકામકર્મો કરવાં જોઇએ એવો ઉપદેશ પણ ગીતાજીમાં નથી, પણ ઊલટી સકામકર્મોની નિંદા બીજા અધ્યાયના ૪૨–૪૪ તથા નવમા અધ્યાયના ૨૦–૨૧ શ્લોકમાં કરી છે. શાસ્ત્રોક્ત નિષ્કામકર્મ અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં ને તે દ્વારા મોક્ષની પ્રાપ્તિમાં ઉપયોગી થાય છે માટે તેની પ્રશંસા ગીતાજીમાં કરી છે. ગીતાજીમાં જે "હે શત્રુને તપાવનાર! તમે નિંદ્ય એવા માનસિક દુર્બલપણાનો ત્યાગ કરીને યુદ્ધ કરવામાટે ઊઠો,[૧]" "તે કારણથી હે **ભા**રત ! તમે યુદ્ધ કરો[૨]," "કેમકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધથી અન્ય શ્રેય વિદ્યમાન નથી[૩]," "તેથી હે કૌંતેય ! દૃઢનિશ્ચયવાળા થઇને યુદ્ધ કરવામાટે ઊઠો[૪]," "તેથી યુદ્ધને માટે સજ્જ

૧ અ૦ ૨–૩. ૨ અ૦ ૨–૧૮. ૩ અ૦ ૨–૩૧. ૪ અ૦

થાઓ[5], " "સંતાપથી રહિત થઈ યુદ્ધ કરો[6], " " હે **અર્જુન** ! નિષ્કામકર્મરૂપ યોગમાં સ્થિર થઈ યુદ્ધ કરવા ઊઠો[7], " "તેથી સર્વ સમયમાં મારું વારંવાર સ્મરણ કરો, ને યુદ્ધ કરો,[8] " "તેથી તમે યુદ્ધ કરવામાટે ઊઠો, ને યશ મેળવો[9], " અને "યુદ્ધ કરો, તમે યુદ્ધમાં શત્રુઓને જિતશો[10]" આવાં વચનો જોવામાં આવે છે તે જે મુમુક્ષુક્ષત્રિયને ધર્મયુદ્ધ પ્રાપ્ત થયું હોય તેણે પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવામાટે સમભાવ રાખી પોતાને પ્રાપ્ત થયેલું ધર્મયુદ્ધ કરવું જોઇએ એમ જણાવનારાં છે. ગીતાજીનો પ્રતિપાદ્ય વિષય ક્ષત્રિયને યુદ્ધ કર્તવ્ય છે એ નથી. જો ગીતાજીનો પ્રતિપાદ્ય વિષય યુદ્ધજ હોત તો ધનુર્વેદને લગતો ઉપદેશજ ગીતામાં કરત, પણ સંન્યાસનું, આત્મધ્યાનનું, પરમાત્મભક્તિનું, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપનું અને સ્થિતપ્રજ્ઞાદિનાં લક્ષણોનું કથન નજ કરત. જો કર્મયોગનુંજ પ્રતિપાદન કરવું એ આ ગ્રંથનો ઉદ્દેશ હોત તો આ ગ્રંથના ચોથા અધ્યાયના છત્રીશમા શ્લોકમાં "જો તમે સર્વ પાપ કરનારાઓના કરતાં પણ વધારે પાપ કરનારા હશો તોપણ તે સર્વ પાપને તમે જ્ઞાનરૂપ વહાણવડેજ સારી રીતે તરી જશો" એમ આત્મજ્ઞાનનું શ્રેષ્ઠ માહાત્મ્ય ન જણાવત, તથા બીજા અધ્યાયથી માંડીને અઢારમા અધ્યાયસુધી જે ન્યૂનાધિકપણે મોક્ષનું નિરૂપણ કર્યું છે તે ન કરત.

જેમના અંતઃકરણને આત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થયો હોય તેમને કોઇ પણ પ્રકારનું કર્તવ્ય કર્તવ્યરૂપે અવશેષ રહેતું નથી, અને જેમને કોઈ પણ પ્રકારનું કર્તવ્ય કર્તવ્યરૂપે અવશેષ

૨-૩૭. ૫ અ૦ ૨-૩૮. ૬ અ૦ ૩-૩૦. ૭ અ૦ ૪-૪૨. ૮ અ૦ ૮-૭. ૯ અ૦ ૧૧-૩૩. ૧૦ અ૦ ૧૧-૩૪.

રહ્યું હોય તે આત્મજ્ઞાની ગણાતા નથી. સ્મૃતિમાં પણ નીચેના વચનથી એમજ કહ્યું છેઃ—

**" ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः ।**
**नैवास्ति किंचित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित् ॥ "**[1]

**શ્રીવિદ્યારણ્યસ્વામી** પણ પંચદશીમાં આત્મજ્ઞાનીને કાંઇ પણ કર્તવ્ય બાકી રહેતું નથી એમ તેમના ઉદ્‌ગારોદ્વારા વર્ણવે છેઃ—

**" धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।**
**धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ "**[2]

ગીતાજીમાં પણ આત્મામાંજ પ્રીતિવાળા તથા આત્મામાંજ સંતોષ પામેલાને કાંઈ પણ કર્તવ્ય નથી એમ કહેલું છે. એવી રીતે આત્મજ્ઞાનીને કર્તવ્યનો અભાવ શાસ્ત્રસિદ્ધ હોવાથી **અર્જુન** આત્મજ્ઞાની નહોતા, પણ મુમુક્ષુજ હતા. તેથી તેમને **શ્રીભગવાને** સમભાવ રાખીને પોતાના ચિત્તની શુદ્ધિ કરવામાટે પ્રાપ્ત ધર્મયુદ્ધમાં પ્રવૃત્ત થવારૂપ નિષ્કામકર્મનો ઉપદેશ કર્યો છે. જો તેઓ કર્તવ્યનો પાર પામી આત્મજ્ઞાની થયા હોત તો **ભગવાન્** તેમને યુદ્ધમાં પ્રવૃત્ત થવાનો ઉપદેશ નજ કરત.

---

૧ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનરૂપ અમૃતવડે તૃપ્ત થયેલા કૃતાર્થ યોગીને કાંઇ પણ કર્તવ્ય શેષ રહેતું નથી, અને જેમને કાંઇ પણ કર્તવ્ય શેષ રહ્યું હોય તે આત્માથી અભિન્ન બ્રહ્મને જાણનાર નથી.

૨ હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું, હવે મને કાંઇ પણ કર્તવ્ય વિદ્યમાન નથી. હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું, પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ મને આજ પ્રાપ્ત થયું છે.

બ્રહ્મવેત્તા પુરુષ કૃતાર્થ છતાં પણ જો તેમનું પ્રારબ્ધકર્મ પ્રવૃત્તિ કરાવવાના બલવાળું હોય તો તેઓ લોકોને સન્માર્ગે ચઢાવવામાટે અને તેમને અસન્માર્ગથી રોકવામાટે પોતાનું પ્રાપ્ત કર્તવ્ય કરતા અન્યની દૃષ્ટિએ પ્રતીત થાય છે, અને જો તેમનું પ્રારબ્ધકર્મ તેમને નિવૃત્તિ-પરાયણ રાખવાના બલવાળું હોય તો તેઓ વિક્ષેપ ઉપજાવનારાં કર્મોનો પરિત્યાગ કરી પ્રધાનપણે બ્રહ્મવિચારમાં કે બ્રહ્મધ્યાનમાં નિમગ્ન રહેતા અન્યની દૃષ્ટિએ પ્રતીત થાય છે. એવી રીતે તેમની શાસ્ત્રીય કર્મમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ તેમના પ્રારબ્ધકર્માનુસાર થાય છે. શ્રુતિસ્મૃતિ કૃતાર્થ જ્ઞાનીને કર્મમાં પ્રવૃત્તિ કરવાની કે કર્મથી નિવૃત્ત થવાની આજ્ઞા કરતી નથી. જેમણે બ્રહ્મસ્વરૂપનો દૃઢ અનુભવ કર્યો હોય તેઓ જો શાસ્ત્રોક્ત કર્મ કરતા હોય તોપણ કૃતાર્થ છે, અને જો તેઓ શાસ્ત્રોકત કર્મ ન કરતા હોય તોપણ કૃતાર્થ છે. ગીતાજીમાં આત્મજ્ઞાનીએ અવશ્ય શાસ્ત્રીય કે લૌકિક કર્મ કરવાંજ જોઇએ એવાં વચનો મળતાં નથી, પણ જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવામાટે શાસ્ત્રમાં કહેલાં વર્ણાશ્રમનાં કર્મો કર્મફલની ઇચ્છાનો ને કર્તાપણાના અભિમાનનો પરિત્યાગ કરીને કરવાં જોઇએ એવાં વચનો અર્જુનને નિમિત્ત કરીને કહેલાં જોવામાં આવે છે.

ગીતાજીમાંનાં “ આ લોકમાં આત્મજ્ઞાનના જેવું પવિત્ર બીજું કાંઇ નથી, ” “ કાંઈ પણ બાકી ન રહે એમ સઘળાં કર્મો આત્મજ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે, ” ને “ હે અર્જુન ! આત્માના જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરી દે છે ” ઇત્યાદિ આત્મજ્ઞાનનું શ્રેષ્ઠપણું જણાવનારાં વચનો આત્મજ્ઞાન મુખ્ય પ્રાપ્તવ્ય છે એમ જણાવે છે, અને બીજાં કેટલાંક વચનો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે નિષ્કામકર્મનો, આત્મધ્યાનનો ને પરમાત્મભકિતનો ઉપદેશ કરે છે.

ગીતાજીને વર્ણધર્મ માન્ય છે એમ "મેં બ્રાહ્મણાદિ ચાર વર્ણો સૃજ્યા છે" ઇત્યાદિ વચનોથી જણાય છે.

ગીતાજીમાં નીતિની મીમાંસા કરી નથી, પણ ચાર વર્ણના ધર્મોની ને તેમાં પણ વિશેષે જેને ધર્મયુદ્ધ પ્રાપ્ત થયું હોય તેવા જિજ્ઞાસુ ક્ષત્રિયના ધર્મની મીમાંસા કરી છે, અર્થાત્ તેમાં અર્જુનને તેમના અંતઃકરણની શુદ્ધિમાટે અભિમાનનો ને ફલેચ્છાનો પરિત્યાગ કરીને પ્રાપ્ત ધર્મયુદ્ધ કરવારૂપ નિષ્કામકર્મ કરવાનો ઉપદેશ કરેલો છે. જે આળસુ મનુષ્ય વ્યવહારપરમાર્થનું કાંઇ કામ ન કરતા હોય તેમણે અગ્નિના જેવા સ્વભાવવાળા આળસનો પરિત્યાગ કરી સકામ શુભકર્મો કરવાં જોઇએ. અકૃતાર્થ મનુષ્ય પોતાને જ્ઞાની કે ભકત માની આળસ કે પ્રમાદાદિને વશ થઇ શુભકર્મનો ત્યાગ કરે તે કોઇ પણ પ્રકારે ઇચ્છવાયોગ્ય નથી. જેમને સકામ શુભકર્મોમાં દોષદર્શન થાય તેમણે નિષ્કામબુદ્ધિથી શાસ્ત્રોકત શુભકર્મો કરવાં જોઇએ. નિષ્કામકર્મના સેવનથી મનુષ્યનું અંતઃકરણ શુદ્ધ થાય છે, શુદ્ધ થયેલા અંતઃકરણવાળો મનુષ્ય આત્મધ્યાનથી કે પરમાત્માની અનન્યભકિતથી આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે, અને આત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારવડે તે મોક્ષને પ્રાપ્ત કરી કૃતાર્થ થાય છે.

"ગીતાજીમાં કર્મયોગનોજ ઉપદેશ છે, પણ અદ્વૈતમાર્ગીઓએ અને ભક્તિમાર્ગવાળાઓએ તેનો આત્મજ્ઞાનયોગપર ને ભક્તિયોગપર અર્થ તાણીતુણીને કર્યો છે" એવું માનનારા ને કહેનારા મનુષ્યોએ પક્ષપાતનો પરિત્યાગ કરી ગીતાજીના મૂલ શ્લોકોનોજ શાંતચિત્તે વિચાર કરવો જોઇએ, કે જેથી ગીતાજીમાં શાનું મુખ્ય પ્રતિપાદન છે તે જણાઈ આવે.

નિષ્કામકર્મો ચિત્તશુદ્ધિ કરે છે, પણ તે મોક્ષમાં સાક્ષાત્ હેતુભૂત થતાં નથી, પરમાત્માની અનન્યભક્તિ અન્ય પ્રાણિપદાર્થમાં ભટકતા મનુષ્યના મનને પરમાત્મામાં સ્થિર કરાવવા સમર્થ થાય છે, પણ તે મોક્ષના સાક્ષાત્ હેતુભૂત થતી નથી, પરંતુ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું દૃઢ અપરોક્ષજ્ઞાનજ મોક્ષમાં સાક્ષાત્ હેતુભૂત થાય છે, એ વિષય અન્યત્ર વિસ્તારથી ચર્ચેલો હોવાથી અહીં તેનું પ્રતિપાદન કર્યું નથી.

આ ભગવદ્‌ગીતામાંના ૫૭૪ શ્લોકો **અર્જુન**પ્રતિ **શ્રીકૃષ્ણભગવાન્**ના ઉપદેશરૂપ છે. તેમાં તેઓશ્રીએ **અર્જુન**ને જે ઉપદેશ કર્યો છે તેનોજ વિચાર ઉત્તમ જિજ્ઞાસુએ શાંતમને નિષ્પક્ષપાતપણે સત્ય સમજવામાટે આદરપૂર્વક કરવાનો છે. ભગવદ્‌ગીતાના સમયનો વિચાર કરવામાં તથા **શ્રીકૃષ્ણે અર્જુન**ને પદ્યમાં આ ઉપદેશ કર્યો હશે કે ગદ્યમાં આ ઉપદેશ કર્યો હશે તેનો વિચાર કરવામાં જિજ્ઞાસુએ કાલક્ષેપ કરવાની અગત્ય નથી, તેમજ સાત સો શ્લોકથી વધારે શ્લોકની છવીશ અધ્યાયની ગીતા પૂર્વે હતી, ને તેમાં **શ્રીકૃષ્ણ**ના ૭ સો વીશ શ્લોકો હતા એવી કલ્પિત વાતના ખંડનમંડનની ભાંજઘડમાં પડવાની પણ તેને અગત્ય નથી.

કેટલાક વિદ્વાનો "मन्मना भव मद्भक्तः" એ શ્લોકને તથા બીજા કેટલાક વિદ્વાનો "सर्वधर्मान् परित्यज्य" એ શ્લોકને ભગવદ્‌ગીતામાં મુખ્યોપદેશનો ગણી **ભગ**વાનની (સગુણસાકારબ્રહ્મની) ભક્તિ કરવાનો કે શરણાગતિનો વા ભકિતનોજ મુખ્યોપદેશ ભગવદ્‌ગીતામાં છે એમ કહે છે. તેના સમાધાનમાં કહેવાનું કે તેમણે ને તેમના કહેવાને સત્ય માનનારા પુરુષોએ બહુજ સમભાવે વિચારવું જોઇએ કે **ભગવાને** ગીતાજીમાં જેમ કોઇ સ્થલે પોતાના સગુણસ્વરૂપનું નિરૂપણ કર્યું છે તેમ કોઇ સ્થલે તેમણે પોતાના નિર્ગુણસ્વરૂપનું પણ નિરૂપણ

કર્યું છે. "मन्मना भव" એ શ્લોકમાં માત્ર સગુણબ્રહ્મની ભક્તિનોજ ઉપદેશ નથી, પણ નિર્ગુણબ્રહ્મમાં પોતાના મનને સુસ્થિર રાખવાનો અર્જુનપ્રતિ ઉપદેશ જણાય છે, તે આવી રીતઃ–"તમે તમારા મનને મારા વાસ્તવિક નિર્ગુણસ્વરૂપમાંજ સ્થિર રાખનારા થાઓ, જો તમે તેમ નજ કરી શકો તો પછી તમે મારા સગુણસ્વરૂપમાં માહાત્મ્યજ્ઞાનપૂર્વક વિશુદ્ધપ્રીતિવાળા થાઓ, જો તેમ પણ તમે નજ કરી શકો તો પછી તમે મારા સગુણસ્વરૂપનું યજ્ઞોથી કે યોગ્ય શાસ્ત્રોક્ત ઉપચારોથી પૂજન કરો, અને જો દ્રવ્યાદિને અભાવે તમે તેમ પણ નજ કરી શકો તો પછી તમે મને (મારા સગુણસ્વરૂપને) શ્રદ્ધા, પ્રીતિ ને વિનયથી વારંવાર સાષ્ટાંગદંડવત્પ્રણામ કરતા રહો. આમ કરવાથી તમે અવશ્ય મનેજ પામશો, એમાં સંશય નથી." આમાં અંતે કનિષ્ઠતરાધિકારીને પ્રણામરૂપ સાધનવડે પરમાર્થમાં ક્રમપૂર્વક આગળ વધી નિર્ગુણબ્રહ્મમાં પોતાના મનને સ્થિર સ્થાપી મોક્ષ મેળવવાનું કહ્યું છે; તેની પૂર્વે કનિષ્ઠાધિકારીને ભગવાન્નું યથાવિધિ પૂજન કરવારૂપ સાધનવડે પરમાર્થમાં આગળ વધી અંતે નિર્ગુણબ્રહ્મમાં પોતાના મનને સ્થિર સ્થાપી મોક્ષ મેળવવાનું જણાવ્યું છે; તેની પૂર્વે મધ્યમાધિકારીને સગુણબ્રહ્મમાં અચલ વિશુદ્ધ પ્રીતિ રાખવારૂપ સાધનવડે ચિત્તની યોગ્યતા વધારી અંતે નિર્ગુણબ્રહ્મમાં પોતાના મનને સુસ્થિર કરી મોક્ષ મેળવવાનો ઉપદેશ કર્યો છે; અને પ્રથમ ઉત્તમાધિકારીને નિર્ગુણબ્રહ્મમાં પોતાના મનને સ્થિર સ્થાપવારૂપ નિદિધ્યાસનવડે નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાનો આદેશ કૃપાપરાયણ થઈ કર્યો છે. એવી રીતે એ શ્લોકમાં બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉપદેશ છે. "सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज" એ શ્લોકમાં પણ ભગવાને પોતાના નિર્ગુણસ્વરૂપનોજ અનન્યાશ્રય

કે શરણાગતિ લેવાનો અર્જુનને ઉપદેશ કર્યો છે, તે આવી રીતેઃ— “હે અર્જુન! તમે વર્ણધર્મોનો, આશ્રમધર્મોનો અને વર્ણ ને આશ્રમ એ બંનેના સાધારણ ધર્મોનો પરિત્યાગ કરીને અર્થાત્ એ ધર્મોજ મારા નિઃશ્રેયસના હેતુરૂપ છે એવા અભિમાનનો પરિત્યાગ કરીને મારા સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા નિર્ગુણસ્વરૂપનેજ શરણે જાઓ, અથવા સ્થૂલશરીરના, દશ ઇંદ્રિયોના, ચાર અંતઃકરણના, પાંચ પ્રાણોના ને કારણશરીરના સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને અર્થાત્ એમના ધર્મો તે મારા વાસ્તવિક ધર્મો નથી એમ સમજી તેમના ધર્મોને આત્મ-સ્વરૂપથી પૃથક્ કરીને તમે મારા સચ્ચિદાનંદઘન નિર્ગુણસ્વરૂપનોજ આશ્રય ગ્રહણ કરો, અર્થાત્ તમે મારા નિર્ગુણસ્વરૂપમાં અભેદભાવે સ્થિતિ કરો.” જો ઉપરના બંને શ્લોકોનું તાત્પર્ય સગુણબ્રહ્મમાં સમજીએ તો દ્વૈતની નિવૃત્તિ ન થવાથી ભયરૂપ દુઃખની નિવૃત્તિ થતી નથી એ દોષ આવે છે. “करिष्ये वचनं तव” એ અર્જુનના પ્રત્યુત્તરમાં પણ અર્જુને સગુણબ્રહ્મની ભકિત કરવાનો કે શરણ રહેવાનો સ્વીકાર કર્યો એવો અર્થ ગ્રહણ કરવાની અગત્ય નથી, પણ હવે હું આપના સચ્ચિદાનંદઘનસ્વરૂપથી અભિન્ન મારા અક્રિય અંતરાત્માના નિશ્ચયમાં સુસ્થિર રહી ચિત્તશુદ્ધિના હેતુભૂત આ પ્રાપ્ત ધર્મયુદ્ધમાં મારું કર્તવ્ય સમજી નિરભિમાનપણે જયપરાજયાદિને સમાન ગણી પ્રવૃત્ત થઇશ એવો અર્થ લેવો જોઇએ.

કેટલાક વિદ્વાનો ભગવદ્‌ગીતાના પંદરમા અધ્યાયમાં આવેલા ક્ષરનો અર્થ સર્વ પ્રાણીઓ, અક્ષરનો અર્થ નિર્ગુણબ્રહ્મ ને પુરુષોત્તમ-નો અર્થ ઇશ્વર (સગુણબ્રહ્મ) કરે છે, પણ તે અર્થ યોગ્ય જણાતો નથી. “क्षरः सर्वाणि भूतानि” એ શબ્દોનો અર્થ સર્વ ભૂતો એટલે આકાશાદિ પાંચ ભૂતો ને તે ભૂતોનાં સર્વ કાર્યો ક્ષર છે એવો કરવો એ

ચાલતા પ્રકરણને વધારે બંધબેસતો થાય છે. "कूटस्थोऽक्षर उच्यते" એ શબ્દોનો અર્થ નિર્ગુણ ને નિરવયવ બ્રહ્મ અક્ષર કહેવાય છે એવો કરવાના કરતાં મોક્ષપર્યંત અવિકારી રહેનારો માયાનામનો પદાર્થ અક્ષર કહેવાય છે એવો અર્થ કરવો વધારે યોગ્ય જણાય છે. આ પ્રમાણે અર્થ કરવાથી ભૌતિક પદાર્થો ને ભૂતો તથા તેમના કારણરૂપ માયા એ ક્ષર તથા અક્ષર એ નામના બે પુરુષોના કરતાં નિર્ગુણબ્રહ્મ-નામનો પુરુષ ઉત્તમ હોવાથી પુરુષોત્તમ એવા નામવડે કહેવાય છે એમ કહેવું વધારે સયુક્તિક જણાય છે. નિર્ગુણબ્રહ્મ નિરુપાધિક ને સૂક્ષ્મતમ છે, તેના કરતાં ઈશ્વર જે સોપાધિક ને સૂક્ષ્મતર છે તેમને ઉત્તમ કહેવા તે યુક્તિયુક્ત જણાતું નથી. વળી કેટલાક મનુષ્યો ક્ષરનો અર્થ ભૌતિક પદાર્થોથી માંડીને પ્રકૃતિસુધી એવો સમજે છે, ને અક્ષરનો અર્થ જીવ સમજે છે, અને પુરુષોત્તમનો અર્થ સગુણબ્રહ્મ સમજે છે, પરંતુ આ અર્થ પણ યોગ્ય જણાતો નથી, કેમકે નિર્ગુણ-બ્રહ્મ જે સગુણબ્રહ્મની શુદ્ધ વા નિરુપાધિક અવસ્થા છે તેનું શ્રેષ્ઠપણું કહેવું અવશેષ રહી જાય છે, અને અમે કરેલા અર્થમાં ભૌતિકો અને ભૂતો ક્ષરમાં આવી જાય છે, માયા ને અવિદ્યા અક્ષરમાં આવી જાય છે, જીવનો ને ઈશ્વરનો જડાંશ ક્ષર તથા અક્ષરમાં આવી જાય છે, ને તે બંનેનો ચેતનભાગ પુરુષોત્તમસ્વરૂપ–નિર્ગુણબ્રહ્મસ્વરૂપ–પુરુષોત્તમમાં આવી જાય છે, એટલે કોઇ પુરુષનું નિરૂપણ કરવું અવશેષ રહેતું નથી.

કેટલાક પંડિતો "बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते" એ ભગવદ્વચનોનો જ્ઞાની ઘણા જન્મોને અંતે મારું શરણ ગ્રહણ કરે છે વા મને પામે છે એવો અર્થ કરે છે, પણ તે અર્થ યોગ્ય જણાતો નથી, કેમકે ગીતાજીમાંજ "જ્ઞાની મારું સ્વરૂપ છે એમ મેં માનેલું છે" ને "અહીં જ્ઞાનના જેવું બીજું પવિત્ર નથી" એવાં વચનોવડે

જ્ઞાનીનો ને જ્ઞાનનો મહિમા કહ્યો છે. એવા જ્ઞાનવાળા જ્ઞાની ઘણા જન્મોને અંતે પરમાત્માને પામે છે, વા પરમાત્માનું શરણ ગ્રહણ કરે છે એમ કહેવું એ ગીતાજીનાં પૂર્વોક્ત વચનોથી વિરુદ્ધ છે, તેથી પૂર્વના ઘણા જન્મોમાં શ્રવણાદિ સાધનો સિદ્ધ કરીને અંતે બ્રહ્મજ્ઞ થયેલા તે જ્ઞાની મારા સચ્ચિદાનંદસ્વરૂપને પામે છે એવો અર્થ કરવો વધારે યોગ્ય જણાય છે.

વળી કેટલાક વિદ્વાનો " वासुदेवः सर्वमिति " એ વચનોનો અથ વાસુદેવ મારાં સર્વ સગાંવહાલાંરૂપ તથા મારા સર્વ પ્રકારના ધનરૂપ છે એવો કરે છે, તે અર્થ ભકિતરૂપ વિષયના પ્રતિપાદનમાં ભલે યોગ્ય જણાતો હોય, પણ અહીં " सर्वं खल्विदं ब्रह्म " ( આ સર્વ જગત્ નિશ્ચય બ્રહ્મ છે, ) એ શ્રુતિને અનુસરીને સર્વ પ્રાણિપદાર્થ વાસુદેવ (બ્રહ્મ) છે એવો અર્થ કરવો એ ચાલતા પ્રતિપાદનને વધારે અનુકૂલ છે એમ જણાય છે.

કોઇ વિદ્વાનો મનુષ્યે મોક્ષમાટે ને જ્ઞાન થયા પછી પણ નિષ્કામ-કર્મો કર્યા કરવાં એ ગીતાજીનો મુખ્યોપદેશ છે એમ કહે છે; કોઇ ભકતો ગીતાજીનો મુખ્યોપદેશ જીવબ્રહ્મના સ્વાભાવિક ભેદ જાણીને જીવોએ બ્રહ્મની (શ્રીકૃષ્ણની) ભક્તિવડે સાલોક્યાદિ મુક્તિ મેળવવી એ ગીતાજીનો મુખ્યોપ-દેશ છે એમ કહે છે; કોઈ ભકતો જીવબ્રહ્મનો સંસારકાલે સ્વાભાવિક ભેદ છે, ને જીવોની પરમાત્માની ભક્તિવડે ને ધ્યાનાદિવડે શુદ્ધિ થયે તે જીવોનો બ્રહ્મથી સ્વાભાવિક અભેદ થઈ તેઓ મોક્ષ પામે છે એવે ગીતાજીનો મુખ્યોપદેશ છે એમ કહે છે; કોઇ ભકતો પ્રકૃતિ, જીવો ને ઈશ્વર અનાદિઅનંત છે, ને જીવોએ પરમાત્માની શરણાગતિરૂપ ભક્તિ-વડે સાયુજ્યમુક્તિ મેળવવી એ ગીતાજીનો મુખ્યોપદેશ છે એમ કહે છે; કોઈ ભકતો જીવો પૂર્ણપુરુષોત્તમના અંશો છે, તેમણે પૂર્ણપુરુષો-

ત્તમની શરણાગતિરૂપ ભક્તિ કરી પૂર્ણપુરુષોત્તમના સાયુજ્યને પામવું એ ગીતાજીનો મુખ્યોપદેસ છે એમ કહે છે; અને કોઇ જ્ઞાનીઓ જીવો, ઇશ્વિર ને નામરૂપાત્મક જગત્ એ બ્રહ્મમાં કલ્પિત છે, જીવોએ શાસ્ત્રોક્ત નિષ્કામકર્મદ્વારા પોતાના ચિત્તની શુદ્ધિ કરી, તથા પરમાત્માની અનન્યભક્તિદ્વારા પોતાના ચિત્તની સ્થિરતા કરી, પછી વેદાંતના શ્રવણ-મનનાદિવડે પોતાના, ઇશ્વરના તથા જગત્ના વાસ્તવિક સ્વરૂપભૂત સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરી તેવડે જીવન્મુક્તિ મેળવી કૃતાર્થ થવું એ ગીતાજીનો મુખ્યોપદેશ છે એમ કહે છે. પોતપોતાના ચિત્તની યોગ્યતાપ્રમાણે મનુષ્યોને ગીતાજીનો મુખ્યોપદેશ ભિન્ન ભિન્ન પ્રતીત થાય તે સ્વાભાવિક છે, પણ વાસ્તવિક મુખ્યોપદેશ કયો છે તે મનુષ્યે પોતાના મનને શાંત રાખી નિષ્પક્ષપાતપણે વિચારવું જોઇએ. ઉપરના સર્વ ઉપદેશો ગીતાજીમાં પ્રતીત થાય છે, પણ છેલ્લે જણાવેલો ઉપદેશ ગીતાજીમાં મુખ્ય છે એમ અમને જણાય છે.

ગીતાજીનો મુખ્યોપદેશ મનુષ્યે નિઃશ્રેયસની એટલે બ્રહ્મસાક્ષાત્કાર-ની પ્રાપ્તિ કરવી એ છે, અને પછી મુમુક્ષુના ચિત્તની યોગ્યતાનો વિચાર કરી એની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ ગીતાશાસ્ત્રમાં કરેલું છે. તેમાં ક્રમપૂર્વક આ સાધનો પ્રતીત થાય છેઃ– મુમુક્ષુએ પોતપોતાનો પ્રાપ્તવ્યહાર શુદ્ધ ને ઉત્તમપ્રકારનો કરવો, પોતપોતાના શાસ્ત્રોક્ત વર્ણાશ્રમના ધર્મોનું કર્તાપણાનું અભિમાન ને ફલેચ્છા ત્યજી નિષ્કામ-બુદ્ધિથી શ્રદ્ધાભક્તિપૂર્વક પરિપાલન કરવું, ચિત્તવૃત્તિને પરમાત્મામાં સ્થિર કરવી, પરમાત્માના શરણપૂર્વક તેમની અનન્યભક્તિ કરવી, અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષની પાસેથી વેદાંતશાસ્ત્રનાં શ્રવણમનનાદિ કરવાં, અને તેમ કરી પ્રત્યગભિન્ન બ્રહ્મનો દૃઢ

સાક્ષાત્કાર કરી કૃતાર્થ થવું.

"एवं प्रवर्तितं चक्रं" ઇત્યાદિ ગીતાજીનાં વચનોમાં સર્વ મનુષ્યોને ચરખો ફેરવવાનો ઉપદેશ કર્યો છે, "विद्याविनयसंपन्ने" ઇત્યાદિ ગીતાજીનાં વચનોમાં સર્વની સાથે સમાનતા રાખી વર્તવાનો ઉપદેશ કર્યો છે, "वासांसि जीर्णानि यथा विहाय" ઇત્યાદિ ગીતાજીનાં વચનોમાં મનુષ્યોને શ્રાદ્ધ કરવાની ના પાડી છે, અને "हत्वापि स इमांल्लोकान् न हन्ति न निबध्यते" ઇત્યાદિ વચનોથી મનુષ્યોને હિંસા કરવાથી દોષ થતો નથી એમ કહ્યું છે એવા અર્થો પૂર્વાપરનો કાંઇ પણ વિચાર ન કરતાં કરવા લાગવું તે મનુષ્યની મૂર્ખતાજ છે.

ગીતાજીના અઢાર અધ્યાય એ બ્રહ્મપ્રાસાદમાં પહોંચવાનાં અઢાર સોપાન (પગથીઆં) છે. તેમાં પ્રથમને ૭ પગથીએ એક ને બીજે ૭ પગથીએ બીજો એમ બે વિસામા છે. ગીતાજીના પ્રથમના ૭ અધ્યાય પ્રધાનપણે નિષ્કામકર્મનો બોધ તથા ત્વંપદનું (જીવના સ્વરૂપનું) નિરૂપણ કરે છે, અને બીજા–સાતમા અધ્યાયથી બારમા અધ્યાયસુધીના–૭ અધ્યાય પરમાત્મભક્તિનો બોધ તથા તત્પદનું (ઇશ્વરના સ્વરૂપનું) નિરૂપણ કરે છે, અને છેલ્લા–તેરથી અઢારસુધીના–૭ અધ્યાય તત્ત્વજ્ઞાનનું એટલે જીવો ને ઇશ્વર વસ્તુતાએ બ્રહ્મજ છે એવું નિરૂપણ કરે છે. જે મનુષ્ય યોગ્યતામાં નીચે હોય તેણે ક્રમપૂર્વક પહેલા આદિ પગથીઆપર શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી ચઢવા લાગવું, અને જે કોઇ પણ પગથીઆપર હોય તેણે ઉપરનાં પગથીઆંપર ક્રમપૂર્વક ચઢવા લાગવું. જ્યાંસુધી બ્રહ્મપ્રાસાદમાં પ્રવેશ ન થાય, અર્થાત્ ત્રણ પ્રકારનાં દુઃખની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિનો ને પરમાનંદની નિત્યપ્રાપ્તિનો પોતાના અંતઃકરણમાં સ્પષ્ટ અનુભવ ન થાય ત્યાંસુધી તેણે નકામા વાદવિવાદમાં ન પડતાં ક્રમપૂર્વક ચઢવાનો શુભ પ્રયત્ન ચાલુ

રાખવો જોઇએ. જેમ કોઈ ખેડુતનાં ઘરનાં માણસો પોતાની વાડીમાં વાવેલા ઘઉંને ઊગતા જોઈ ઘઉંમાંથી થનારા ખાવાના પદાર્થોના સંબંધમાં પરસ્પર વિવાદ કરવા લાગે, અર્થાત્ તેમાંનો એક મનુષ્ય કહે કે "આ ઘઉં માત્ર રોટલીનાજ ઉપયોગના છે," ત્યાં બીજો કહે કે "ના, એમ નહિ, એ ઘઉં માત્ર કંસારનાજ ઉપયોગના છે," ત્યાં વળી ત્રીજો કહે કે "ના, એમ નહિ, એ ઘઉં માત્ર લાડુનાજ ઉપયોગના છે," અને ત્યાં પુનઃ ચોથો કહે કે "ના, એમ નહિ, આ ઘઉં માત્ર સૂત્રફેણીનાજ ઉપયોગના છે." આમ તેઓ વિવાદ કર્યા કરે તે યોગ્ય નથી, તેમ ગીતાજીના ઉપદેશસંબંધી વિવાદ કરવો પણ યોગ્ય નથી. ઘઉંના સ્વરૂપને ને તેમાંથી થનારા પદાર્થોને સમજ્યા વિના એ વિવાદ કરનારા જેમ વિવેકી ન ગણાય તેમ જેઓ ગીતાજીમાં એકલો નીતિનોજ ઉપદેશ છે, કે એકલો નિષ્કામકર્મનોજ ઉપદેશ છે, કે એકલો યોગનોજ ઉપદેશ છે, કે એકલો પરમાત્મભક્તિનોજ ઉપદેશ છે, કે એકલો બ્રહ્મજ્ઞાનનોજ ઉપદેશ છે એમ કહેનારા પણ વિવેકી ન ગણાય. જેમ ઘઉંમાંથી ઉપર જણાવેલી સર્વ વસ્તુઓ બને છે તેમ ગીતાજીમાં પૂર્વોક્ત સર્વ વિષયોનો ઉપદેશ ન્યૂનાધિક છે. તેથી જિજ્ઞાસુએ પોતાના અધિકારનો વિવેકપૂર્વક નિર્ણય કરી સ્વકર્તવ્યપરાયણ થવું જોઇએ, નકામો વાદવિવાદ નજ કરવો જોઇએ.

જેમ દૂર રહેલા મનુષ્યોને પોતાનાથી દૂર રહેલાં બે વૃક્ષો એકજેવાં જણાય છે, પણ જ્યારે તે મનુષ્ય તે બે વૃક્ષોની પાસે જાય છે ત્યારે તેને આ એક વૃક્ષ નથી પણ બે વૃક્ષો છે એમ સ્પષ્ટ જણાય છે, તેમ નિર્ગુણબ્રહ્મથી દૂર રહેલી બુદ્ધિને સગુણબ્રહ્મ ને નિર્ગુણબ્રહ્મ એકરૂપ જણાય છે, પણ જ્યારે તે બુદ્ધિ વિશેષ સ્થિર ને વિશેષ સૂક્ષ્મ થઈ બ્રહ્મસમીપ જાય છે ત્યારે તેને સમજાય છે કે સગુણબ્રહ્મ સોપાધિક

ને કાંઇક સ્થૂલ હોવાથી અને નિર્ગુણબ્રહ્મ નિરુપાધિક ને સર્વાંશે સૂક્ષ્મ હોવાથી તે બંને ભિન્ન છે, એક નથી. ધોયેલા લૂગડામાં ને ખેળ ચઢાવેલા લૂગડામાં જેમ ભેદ છે તેમ બ્રહ્મમાં ને ઇશ્વરમાં ભેદ છે એમ પણ તે બુદ્ધિને સ્પષ્ટ જણાય છે.

કેટલાક વિદ્વાનો પરમાત્મભક્તિને બ્રહ્મજ્ઞાનનું સાધન માને છે, ને બીજા કેટલાક વિદ્વાનો બ્રહ્મજ્ઞાનને પરમાત્મભક્તિનું સાધન માને છે એ વિવાદમાં મુમુક્ષુએ ન પડતાં પરમાત્મભક્તિ કે બ્રહ્મજ્ઞાન એ એમાંથી જે પોતાને પ્રાપ્તવ્ય સમજાય તે પ્રાપ્ત કરવા સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

તમને ગમે તો તમે ગીતાજીના ૭૪૫ શ્લોકો માનો, વા ૭૦૦ શ્લોકો માનો, વા ૭૦ શ્લોકો માનો, વા ૭ શ્લોકો માનો, વા તમને ગમે તો તમે ગીતાજીનો માત્ર એકજ શ્લોક માનો, પણ તમે જેટલા શ્લોકો માનો તેમાંનો ઉપદેશ આચરણમાં મૂકવા તમે શુદ્ધબુદ્ધિથી ઘણામાં ઘણો પ્રયત્ન સતત કરો.

જો તમે ન ભણ્યા હો તો ગીતાજીનું પૂજન કરો, જો તમે ભણ્યા હો તો મૂલનો ને તેના ભાષાંતરનો પાઠ કરો, ને તેમાંના ઉપદેશનો વિચાર કરી તેને આચરણમાં મૂકવા પ્રયત્ન કરો, જો તમારે ચિત્તશુદ્ધિ કરવી હોય તો તમે શાસ્ત્રોક્ત નિષ્કામકર્મ કરો, જો તમારે ચિત્તનો નિરોધ કરવો હોય તો તમે યોગાભ્યાસ કરો, જો તમારે પરમાત્મભક્તિ કરવી હોય તો પરમાત્માનો મહિમા સમજી તેમનું શરણ ગ્રહણ કરી તેમની અનન્યભક્તિ કરો, ને જો તમારે બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો તમે બ્રહ્મજ્ઞાનનાં સાધનો પ્રાપ્ત કરી બ્રહ્મને જાણવાનો પ્રયત્ન કરો. ઇતિ શિવમ્.

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦,૧૫,૧૯,૨૩,૨૬,<br>૨૯,૩૧,૩૨,૪૫,૪૬ | ૮,૧૦,૧૯,૧૧,૧,૧૯,૨૪,<br>૨૪,૧,૨૧,૨૨,૨,૨૨ | સત સં | સત્ |
| ૧૫ | ૫ | પામે | પામેલું |
| ૧૮ | ૧૨ | ઇંદ્રયો | ઇંદ્રિયો |
| ૨૪ | ૧૧ | વદિક | વૈદિક |
| ૨૫ | ૩ | કામ | કેમ |
| ૨૫ | ૨૧ | અજુનને | અર્જુનને |
| ૨૬ | ૩ | સમપિ | સમર્પિ |
| ૨૭ | ૧૮ | આશ્ચય | આશ્ચર્ય |
| ૨૮ | ૧ | અજુન | અર્જુન |
| ૨૮ | ૭ | મારુ | મારું |
| ૨૮ | ૧૯ | ભકિત | ભકિત |
| ૩૨ | ૧૯ | તે | પોતે |
| ૪૭ | ૮ | કૃતાથ | કૃતાર્થ |

આ સિવાય બીજી લક્ષદોષથી જે જે ભૂલો સુધારવી રહી ગઈ હોય તે વાંચનારે સુધારી વાંચવા શ્રમ લેવો.



થી ૧૦ બીજી આવૃત્તિ. રૂ. ૦—૭—૬ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫** બીજી આવૃત્તિ. રૂ. ૦—૮—૦ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫** રૂ. ૦—૮—૦ **શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮** રૂ. ૧—૨—૦ **શ્રીરાસપંચાધ્યાયી, સટીક.** રૂ. ૦—૫—૬ **શ્રીભગવદ્‌ગીતાદિ પાંચ રત્નો, સટીક.** બીજી આવૃત્તિ. પાકું પૂંઠું. રૂ.૧—૮—૦ **શ્રીનાથકાવ્ય પ્રથમ ભાગ.** રૂ. ૦—૫—૦ **શ્રીનાથકાવ્ય દ્વિતીય ભાગ.** રૂ. ૦—૧૪—૦ **શ્રીમનુષ્યમિત્ર.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૫—૬ **શ્રીસદુપદેશમાળા.** રૂ. ૦—૩—૬ **પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૫—૬ **શ્રીનાથસ્વરોદય.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૩—૦ **શ્રીયોગપ્રભાકર.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૪—૦ **શ્રીસ્વાભાવિકધર્મ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૬ **ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૧—૬ **શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૧—૦ **શ્રીપ્રણવપદ.** ચોથી આવૃત્તિ. રૂ. ૦—૩—૦ **શ્રીપ્રણવવિસ્તારપદ.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૦ **શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો, સટીક.** રૂ. ૧—૮—૦ અપ્રાપ્ય. **શ્રીદુરાચારગિરિવજ્ર.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૪—૬ **શ્રીવિનોદમાલા.** રૂ. ૦—૫—૦ **શ્રીપત્રકલ્પમંજરી.** રૂ. ૦—૩—૦ **શ્રીસનાતનધર્મનું નિરૂપણ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૧—૬ **સુવિચારચંદ્રિકા.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૫—૦ **મહામંત્રમાલિકા.** રૂ ૦—૩—૦ **શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત તથા શ્રીઈશા વાસ્યાદિ સટીક.** બીજી આવૃત્તિ. રૂ. ૦—૪—૬ **શ્રીસૂક્ત, સટીક.** રૂ. ૦—૦—૯ **વૈરાગ્યસુધાકર.** રૂ. ૦—૧—૬ **ભક્તિસુધા.** રૂ. ૦—૦—૬ **શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ.** સોળમી આવૃત્તિ. રૂ. ૦—૮—૦ **ગુરુગીતાસાર.** રૂ. ૦—૦—૯ **પરમસુખી થવાના ઉપાય.** રૂ. ૧—૦—૦ **વિવેકભાસ્કર**

**પ્રથમ રશ્મિ.** કાચું પૂંઠું. રૂ. ૦—૯—૦ સોનેરી નામવાળું પાકું પૂંઠું. રૂ. ૦—૧૩—૦ **આરોગ્યવિવેક.** રૂ. ૦—૧—૦ **બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો.** રૂ. ૦—૯—૦ **વર્ણવિચાર.** રૂ. ૦—૧—૦ **શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર.** રૂ. ૦—૨—૦

**શ્રીમદ્વિદ્યારણ્યમુનિવિરચિત પંચદશી.** મૂલ શ્લોકો, અન્વય અને ભાવાર્થદીપિકાનામની ટીકાસાથે છપાય છે. હવે પછી પ્રકટ થવાના ગ્રંથો:—**વિચારસાગરના પૂર્વભાગનું સરલ ગુજરાતી ભાષાંતર**—કઠણ શબ્દોની ટીપસાથે, **વિવેકભાસ્કર દ્વિતીય રશ્મિ** અને **સદુપદેશદિવાકર પંચમ કિરણ.**

**અન્ય સજ્જનોનાં રચેલાં પુસ્તકો:—શ્રીનાથસ્તુતિશતકમ્.** રૂ. ૦—૨—૦ **શિષ્યનું સદ્ગુરુપ્રત્યે કર્તવ્ય.** રૂ. ૦—૫—૦ **નૈમિત્તિકકર્મપ્રકાશ.** રૂ. ૨—૧૦—૦ બીજી આવૃત્તિ છપાય છે. **શ્રીસદુપદેશક પદો.** રૂ. ૦—૧—૬ **પાંચ રત્નો** રૂ. ૦—૫—૦ **શ્રીનાથકીર્તનાવલિ.** રૂ. ૦—૨—૬ **શ્રીનાથસંકીર્તન.** રૂ. ૦—૩—૦ **શ્રીનાથસદ્ગુરુસ્તોત્રાણિ.** રૂ. ૦—૦—૬ **શ્રીકર્તવ્યબોધ.** રૂ. ૦—૮—૦ **શ્રીનાથગુરુસ્તવન.** રૂ. ૦—૧—૦ **શિવભજનાવલિ.** રૂ. ૨—૦—૦ **સ્ત્રીઓનું આહ્નિક.** રૂ. ૦—૫—૦ **વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ.** રૂ. ૦—૧—૦ **જ્ઞાનદર્પણનો મોટો નકશો.** રૂ. ૧—૬—૦ **શ્રીસદ્ગુરુપૂજનપદ્ધતિ.** રૂ. ૦—૧—૬ **શ્રીયોગવાસિષ્ઠ વૈરાગ્યમુમુક્ષુપ્રકરણ.** રૂ. ૧—૮—૦

પુસ્તકો મગાવાનું ઠેકાણું:—વ્યવસ્થાપક, **આનંદાશ્રમ, બીલખા**—કાઠિયાવાડ